# ત રં ગ

મોહનલાલ પાર્વતીશંકર દવે

પ્રાપ્તિસ્થાન
ગાંડીવ સાહિત્ય મંદિર,
હુવાડિયા ચકલા, સુરત.



## પ્રો. મોહનલાલ દવેનાં

પુસ્તકો

| | |
|---|---|
| સાહિત્યકળા | ૧–૦–૦ |
| કાવ્યકળા | ૧–૮–૦ |
| વિવેચન | ૧–૮–૦ |
| વીરપૂજા | ૧–૮–૦ |
| રસપાન | ૧–૮–૦ |

છપાતું પુસ્તકઃ

**સંસ્કાર**



# તરંગ



મોહનલાલ પાર્વતીશંકર દવે



પ્રાપ્તિસ્થાન

**ગાંડીવ સાહિત્ય મંદિર,**

હવાડિયા ચકલા, **સુરત.**

: પ્રકાશક :

**મોહનલાલ પાર્વતીશંકર દવે**

ખપાટિયા ચકલા—સુરત.

સંવત ૧૯૯૮



દોઢ રૂપિયો





: મુદ્રક :

**નટવર મૂ. વીમાવાળા**

'ગાંડીવ' મુદ્રણાલય

હવાડિયા ચકલા, સુરત.

# પ્રસ્તાવના

માનવીના જીવનમાં કોઈ કોઈ સમય એવો આવે છે કે જ્યારે એના હૃદયમાં જાત જાતના તરંગો ઊછળે છે. એવા સમયમાં રચાયલી રચનાઓને અત્રે એકત્ર કરવામાં આવેલી હોવાથી આ પુસ્તકને 'તરંગ' નામ આપવું યોગ્ય ધાર્યું છે. એમાં કોઈ કોઈ અનુવાદના લેખો છે તે પણ ખરૂં જોતાં મારા જ તરંગનો આવિષ્કાર કરનારા છે એટલે એવા લેખોનો સમાવેશ થતો હોવાને કારણે આ સંગ્રહને એ નામ અનુચિત થતું હોય એમ હું સ્વીકારતો નથી. એ તરંગો મારા ન કહેવાય એવું જેમને લાગે તે પણ મારા તરંગના નિમિત્તકારણ તરીકેનો એ અનુવાદલેખો સાથેનો મારો સમ્બન્ધ તો સ્વીકારશે જ, એટલે એ દૃષ્ટિથી જોતાં પણ મને સ્ફુરેલું અને મેં પાડેલું આ પુસ્તકનુ નામ સાર્થક બને છે.

એ પુસ્તકમાં જે લેખો મૂકવામાં આવ્યા છે તે મનમાં જેમ તરંગ આવ્યો તેમ મૂકી દીધા છે એમ નથી, તેમ જ એ લેખો પ્રત્યેની મારી મમતાના ધોરણે એ ગોઠવવામાં આવ્યા છે એમ પણ નથી. આ પાછલી દૃષ્ટિએ જો એને ગોઠવ્યા હોત તો કદાચ આ સંગ્રહમાં જેને સૌથી છેલ્લું સ્થાન મળ્યું છે તે 'કલહરસિકતા'ના લેખને હું મોખરાનું સ્થાન આપત, કારણ કે કલહરસ જેમના જીવનમાં ઊતર્યો છે એવા પરાક્રમશાળી પુરુષોની રસપ્રવૃત્તિઓનું એ લેખ વડે તાદૃશ ચિત્ર આપવામાં હું છેક નિષ્ફળ ગયો નથી એમ મને લાગે છે, અને એ કારણથી કેટલાક મિત્રો અને પ્રશંસકોની, કેટલાક અધ્યાપક બંધુઓની, કેટલાક વિદ્યાર્થીઆલમને માટે ગદ્યલેખોનો સંગ્રહ પ્રકટ કરનારની જેવી એ લેખ પ્રત્યે મમતા છે તેવી જ મારી પોતાની પણ એના પ્રત્યે વિશેષ મમતા છે.

પણ લેખોની ગોઠવણીના સમ્બન્ધમાં ગુણવત્તાની મારી કાચીપાકી સમજને કે લેખો પ્રત્યેના મારા અહેતુક કે સહેતુક પક્ષપાતને નિયામક બળ તરીકે ન સ્વીકારતાં એક સન્મિત્રની સૂચના અનુસાર બહુધા રચનાકાળના ક્રમને અનુસરીને જ આ પુસ્તકના લેખો મેં ગોઠવ્યા છે. ભવિષ્યમાં કોઈ સમયે મારી 'વિચાર-સમૃદ્ધિ'ને વિલોકવાની કે મારી શૈલીમાં ઉત્તરોત્તર વિકાસ (કે હ્રાસ ?) જે થયો હોય તે તપાસવાની કોઈ વિદ્વાન્ વિવેચકને તમન્ના જાગશે તો તેને એ ગોઠવણી મદદરૂપ થઈ પડશે.

આ સંગ્રહમાંના કેટલાક લેખો પ્રત્યે કેટલેક સ્થળેથી પ્રસંગ-વશાત્ જે મમતા દાખવવામાં આવી છે, અને તે પણ સ્વતંત્ર લેખ કે અનુવાદલેખના ભેદ પાડ્યા વિના, તેને માટે ઉપકાર માનવાનું કામ મને કંઈક કઠિન અને સંકોચ પમાડે એવું લાગે છે, કારણ કે એ ઉપકાર માનવા જતાં મારી પોતાની કૃતિઓના ગુણદર્શનની અત્યન્ત નિકટમાં હું આવી જાઉં છું. પરન્તુ એવી બાબતોનો આ સમયે અને આ સ્થળે જો હું ઉપકાર ન માનુ તો પછી ક્યારે માનવાનો હતો એ વિચારે મારે એ સંકોચ દૂર હઠાવ્યા વિના છૂટકો નથી. 'ભૂલી જતાં શીખો' એ લેખ જૈન મુનિશ્રી છોટાલાલજીને એટલો ગમી ગયો કે પત્રિકા રૂપે, 'પુસ્તિકા' રૂપે એમ અનેક પ્રકારે એની આવૃત્તિઓ કાઢીને એમના બહોળા શિષ્ય વર્ગમાં એ લેખ જનમંડળના હિતાર્થે એમણે છૂટથી વહેંચ્યો. મારી 'મદનના મનોરથ'ની અનુવાદકથા જેવી પ્રકટ થઈ કે પછી થોડા જ કાળમાં સ્વ. જીવનલાલ અમરશી મહેતાએ પોતાની 'કથામંજરી'માં એને ઝડપી લીધી. એ જ પ્રમાણે 'કલહ-રસિકતા'નો લેખ જરા વિસ્તારવાળો હોવા છતાં પણ વિદ્યાર્થી આલમ આગળ રજુ કરવા વિવિધ વાનીઓમાં એને માટે જેમણે કેટલાંક પાનાં કાજલ પાડ્યાં તે વિદ્વાન સંગ્રાહકનો પણ હું ઋણી

છું; અને ઋણસ્વીકારનું કાર્ય મેં હાથમાં જ લીધું છે તો 'ભગવતી નિદ્રાદેવી'નો લેખ વાંચીને જે સન્મિત્રે મને 'તમે ખરેખર મોજથી એ લેખ લખ્યો છે' એવું હૃદયનું પ્રમાણપત્ર આપી દીધું તેનું ઋણ પણ મારા તરફ શું જેવું તેવું છે?

એની પછીનો 'સત્ય કે અસત્ય?' નો લેખ મેં લખ્યો ત્યારે અમારો મિલનસાર મિત્ર 'મોતી' હયાત હતો. આજે તે નથી! છતાં હજી તે સાંભરે છે. મારાં પુસ્તકો કોઈ કોઈને અર્પણ કરવાની પ્રથા મેં સ્વીકારી નથી. જો સ્વીકારી હોત તો આ પુસ્તક તો હું 'મોતી'ને જ અર્પણ કરત.

જે તાજગીભર્યો આનન્દ એ 'મોતી'ના હલનચલનમાં મેં અનેક વખત નિહાળ્યો છે તેવો કંઈક મારાં લખાણોમાંના કોઈકથી પણ મારા વાચક ભાઈબહેનોને મળી શકશે તો હું કૃતાર્થ થઈશ.

ખપાટિયા ચકલા, સુરત
તા. ૧૫-૩-૧૯૪૨

મોહનલાલ પાર્વતીશંકર દવે



# અનુક્રમણિકા





એક વખતે હું પાવાગઢ ગયો હતો. અમારો સાથ કંઈક મોટો હતો, પણ મોટે ભાગે સરખી ઉંમરનાં અને ગાઢ પરિચયવાળાં માણસોનો સંઘ અનેક રીતે ઉપયોગી અને આનન્દ આપનારો લાગતો હતો. એ સંઘમાં બે વૃદ્ધ માણસો પણ હતાં. એક પાકી ઉંમરના સંસારના અનુભવથી ઘડાયલા વાક્ચાતુર્યવાળા ઠરેલ સદ્‌ગૃહસ્થ હતા. અનેક રમુજી ટુચકાઓ, રસીલી વાર્તાઓ, જૂની દંતકથાઓ, પ્રાચીન ઈતિહાસોનો સંગ્રહ એ ગૃહસ્થની પાસે હતો, અને અમારા આનન્દને માટે સ્થળ તથા સમયની અનુકૂળતા પ્રમાણે એ સંગ્રહમાંથી જરૂર જેટલો વ્યય કરવામાં આવતો હતો. બીજાં એક ડોસીમા હતાં. તેમણે અનેક યાત્રાઓ કરેલી હતી, અને અનેક પ્રકારનાં માણસો જોયેલાં હતાં. એ સઘળા અનુભવનું વર્ણન તે

હંમેશાં વિસ્તારથી આપતાં હતાં, અને કોઈ કોઈ વખત તો એ વર્ણન એવું રમુજી થતું કે સાંભળનારાંઓને પેટ પકડીને હસવું આવતું. પણ કમનસીબે એ વર્ણન આખી યાત્રા દરમ્યાન અમારા સાંભળવામાં કોઈક જ વાર આવતું, કારણ કે ઘણુંખરું પુરુષમંડળ અને સ્ત્રીમંડળની બેઠક જૂદી થતી ત્યારે જ ડોસીમાનું ભાષણ ચાલતું.

ચાંપાનેરરોડ સ્ટેશન આગળ ઊતરીને અમે ગાડાંમાં બેઠાં, અને અમને તેડવા આવેલા સ્નેહીની સાથે હાલોલમાં જઈને તેમને ત્યાં ઊતર્યાં. તે જ દિવસે પાછલે પહોરે અમે હાલોલથી નીકળ્યાં, અને ચારેક વાગ્યાને સુમારે પાવાગઢના ડુંગરની તળેટી આગળ આવી પહોંચ્યાં. ત્યાં આગળ કેટલીક ડોળીઓ તૈયાર રાખેલી હતી, તેમાં પેલાં બે વૃદ્ધો અને બીજાં કેટલાંક માણસો બેઠાં. ધર્મિષ્ઠ ડોસીમા જેવાંના મનમાં ચાલતા ગયાનું વધારે પુણ્ય મેળવવાનો લોભ થાય એ સ્વાભાવિક હતું, પણ અશક્તિને લીધે તેઓ લાચાર હતાં. સ્ત્રીમંડળમાંથી એકબે જણે તો ચાલવાનો જ નિશ્ચય કર્યો હતો, જો કે તે નિશ્ચય કંઈક બીજાઓના આગ્રહને લીધે અને કંઈક પોતાને લાગેલા શ્રમને લીધે પૂરેપૂરો પાળી શકાયો નહોતો. કોઈક તો એ વિષમ માર્ગ ઉપર પારકાંના પગ ઉપર આધાર રાખવા કરતાં પોતાના પગ ઉપર આધાર રાખવાનું વધારે યોગ્ય છે એવો વિચાર ડોળીમાં બેઠા પછી એકાએક સ્ફુરી આવતાં થોડો માર્ગ કપાયા પછી ઊતરી પડ્યા, અને તેમની ડોળીમાં બીજાંઓને બેસવાનો આગ્રહ થવા માંડ્યો.

અમે બે ચાર જણે તો આખે રસ્તે ચાલવાનો જ વિચાર રાખ્યો હતો, અને સરખા વિચારની, સરખા જ્ઞાનની, સરખા સ્વભાવની, અને સરખા ઉત્સાહવાળી અમારી એ મંડળીને એ વિચાર ઘણો અનુકૂળ હતો. કંઈક એ વિચારને લીધે, કંઈક વાતચીતની લહેરમાં, અને કંઈક ડોળીમાં બેસવાના આગ્રહમાંથી બચી જવાને માટે અમે સૌથી આગળ ચાલતા હતા. થોડે થોડે અન્તરે અમે એ ડુંગરની ચારે તરફ જોતા હતા, અને એની ભવ્યતાથી અમારા હૃદય ઉપર ઊંડી અસર થતી હતી. લગાર ઊંચે ચઢીને પાછળ આવતા સંઘ તરફ નજર કરતાં કંઈક જૂદી જ તરેહનો આનન્દ થતો હતો. કોઈ હાંફતું ચઢતું હતું, કોઈ વાત કરતું હતું, કોઈ થાક લેતું હતું, કોઈ ડોળીમાં નિરાંતે બેઠું હતું, કોઈ ભયથી વ્યાકુળ હતું, કોઈ ડોળીમાંથી ઊતરવા તત્પર હતું, અને કોઈ શરમાતું હતું. એ લાંબો દેખાતો સંઘ અને એ સંઘનાં માણસોનાં મુખ પર દેખાતા જૂદા જૂદા ભાવ કવિ કે ચિત્રકારની કલમ જ ચીતરી શકે.

અમે સાંઝે માચીમાં મુકામ કીધો, અને બીજે દિવસે સવારના પહોરમાં પાછાં નીકળી પડચાં. ઘણાખરાએ દૂધિયા સરોવરમાં સ્નાન કીધું, અને પછી સઘળા ઉપર ચઢચા. દહેરામાં પ્રવેશ કરતાં એક વાત અમને ઘણી નવાઈ ભરેલી લાગી. એ વાત જૂના વિચારની ધાર્મિક વૃત્તિને ઘણો ક્ષોભ આપનારી હતી, ત્યારે નવા વિચારવાળાં હૃદયમાં જૂદા જ ભાવો જગાડે એવી હતી. એ દહેરા

પર મુસલમાનોને પણ જવા આવવાની છૂટ હતી. દહેરાના ઉપલા ભાગમાં પીરની પૂજા માટે તેઓનું જવું આવવું થતું. કાળકા માતાના કોપની તથા પીરની વાતો અમે સાંભળી હતી. દહેરામાં માતાજીની આકૃતિ અડધી જ દેખાય છે. એની બે બાજુએ બીજી બે મૂર્તિઓ છે. એ આકૃતિને સર્વેએ નમન કીધાં. સર્વેએ કંઈ કંઈ પોતાની શ્રદ્ધા અને સમજણ પ્રમાણે મૂકયું, અને કેટલાકે વિધિપૂર્વક એની પૂજા કીધી. કોણ જાણે શાં કારણથી મારા હૃદયમાં એ ભક્તિભાવ જાગ્યો નહીં, અને બીજાંની પેઠે એ પ્રતિમામાં વિશ્વવ્યાપી શક્તિનાં દર્શન કરવામાં મારું જડ હૃદય કેવળ નીષ્ફળ નીવડયું. એવા પવિત્ર સ્થળમાં આવવા છતાં પણ હૃદય એવું શૂન્ય રહે ત્યારે કેટલો અસન્તોષ અને ખેદ થાય છે તે એવા કડવા અને કમનસીબ અનુભવ પછી જ સમજી શકાય છે. ચાંપાનેરનો કિલ્લો જોઈને, ચાંપાનેરનાં ખંડિયેરોના દર્શનથી ગુજરાતના પ્રાચીન ઈતિહાસ વિષે તથા અસલની જાહોજલાલી વિષે વિચાર આવતાં હૃદય જેટલું સતેજ થતું હતું તેટલું જેના દર્શન વિના જીવન અફળ ગયું એમ કહેવાય તે મૂર્તિના દર્શનથી નહોતું થયું એમ લજ્જાવનત મુખે કબૂલ કરવું એ જ એ અપરાધનું પ્રાયશ્ચિત્ત છે.

કાળકાનાં દર્શન કરીને પાછાં વળતાં સામી બાજુએ આવેલાં ભદ્રકાળીનાં દર્શન પણ અમે કરતાં આવ્યાં. મધ્યાહ્નકાળે અમે માચી મુકામે આવી પહોંચ્યાં, અને થોડા સમયમાં રોજનું અને સાધારણ, છતાં જીવનને માટે

અત્યન્ત ઉપયોગી, અને તે વખતે તો ખાસ જરૂરનું થઈ પડેલું ભોજનનું કૃત્ય કરીને સહેજસાજ આરામ લેવાના હેતુથી અમે કેટલાક સૂતા. સવારનો અનુભવ, અને કાળકાનાં દર્શન કરવાને બદલે મારા હૃદયની જડતાનું થયેલું દર્શન,–તેનો શોક મારા મનમાંથી હજી ખસ્યો નહોતો, તો પણ એવી ને એવી સ્થિતિમાં હું પળવારમાં નિદ્રાવશ થયો, અને આ દુનિયાની સૃષ્ટિ છોડીને સ્વપ્નની સૃષ્ટિમાં ફરવા લાગ્યો.

એકાએક હું પાછો દેવીના મંદિર આગળ આવી ઊભો. એ મંદિરની સુન્દરતા અત્યારે અલૌકિક લાગતી હતી. સુગન્ધી પુષ્પોના જેવો પરિમલ ચોપાસ પ્રસરી રહ્યો હતો, અને હૃદય અપૂર્વ આનન્દ અનુભવતું હતું. અંદર પેસતાં મેં જે રમ્ય મૂર્તિઓ જોઈ તેનાથી મારા નયનમાં હર્ષ–શોકનાં અશ્રુઓ ઉભરાવા લાગ્યાં, હું ગળગળો થઈ ગયો, ક્યાં છું અને શું જોઉં છું તેનું ભાન ભૂલી ગયો, અને પળવાર પણ વિચાર કરવા ન રહેતાં મારા શરીરે એ ત્રણે દેવીઓને સાષ્ટાંગ નમસ્કાર કીધા. વચમાં ઉભેલી આકૃતિ અખંડ અને સર્વાંગસુન્દર હતી. સત્તરઅઢાર વર્ષની યુવતિના જેવી તે લાગતી હતી. તેની આંખમાંથી ક્રોધના અગ્નિને બદલે સ્નેહનું અમૃત ઝરતું હતું. તેનું દર્શન થતાંને વાર મારા હૃદયમાં શાન્તિ અને પવિત્રતા વ્યાપી રહ્યાં. તેની જમણી બાજુએ જે આકૃતિ હતી તેની નજર વધારે કરડી હતી, અને તેના હાથમાં એક દોરી જેવું હતું. ડાબી બાજુની

આકૃતિમાં ગંભીરતા અને વિચારશીલપણું સ્પષ્ટ દેખાઇ આવતાં હતાં.

મારા હૃદયના વિકાર સમજીને વચમાં ઊભેલી દેવીએ પ્રસન્ન વદને છતાં ધીરગંભીર વાણીથી કહ્યું:—

"હે માનવ–બાળક ! આ વિશ્વની અધિષ્ઠાત્રી તરીકે તું મને ઓળખ. તારી દુનિયાના લોકો જેને પ્રીતિના નામથી ઓળખે છે તે હું છું. આ સૃષ્ટિનો હું આધાર છું. જ્યાં જ્યાં સુન્દરતા જોવામાં આવે ત્યાં ત્યાં મારો અંશ છે એમ તું સમજ. સઘળા આનન્દનું મૂળ કારણ હું છું. ગ્રહો અને ઉપગ્રહો,–પ્રકૃતિનાં બાળકો જે નિયમોને આધીન રહીને પોતાનું કામ કર્યાં જાય છે, તેઓના સનાતન ગાનમાં જે તાલબંધ સચવાય છે અને વિસંવાદીપણું નથી આવતું તે મારે લીધે. પ્રભાતના ઉજાસમાં કે સન્ધ્યાના રંગમાં, પુષ્પની સુગન્ધમાં કે પક્ષીઓના કલરવમાં, સૂર્યના ઝળહળતા પ્રકાશમાં કે ચન્દ્રના શીતળ તેજમાં મારો વાસ છે. જગત્‌ના ઈતિહાસમાં જે જે બનાવો અત્યાર સુધીમાં બન્યા છે અને હવે પછી બનશે તેના સામર્થ્યનું બીજ મારામાં રહેલું છે. સાક્ષરો, કવિઓ, દેશભક્તો અને ધર્મવીરોની બુદ્ધિને સતેજ કરનારી હું છું. દેશને માટે પોતાનો પ્રાણ આપનારા વીર નરોનું પરાક્રમ મારા વિના ક્યાંથી હોત ? માબાપ પોતાનાં હસતાં બાળકને રમાડતાં હોય કે મંદવાડમાં તેની માવજત કરતાં હોય ત્યારે હું ત્યાં વસું છું. એકાન્ત આવાસમાં સ્ત્રી–પુરુષ એકબીજાથી વિલાસમાં રમતાં હોય

કે મોહમંત્ર ફૂંકતાં હોય કે પ્રેમની પ્રતિજ્ઞા લેતાંઆપતાં હોય ત્યારે તે સઘળું હું છૂપાઈને જોઉં છું. ભાઈબહેનની રમતો હું ઉલ્લાસથી નિહાળું છું અને તેમની મીઠી વાતચીતો હું આનન્દથી સાંભળું છું. બળેવના દિવસનું રક્ષાબન્ધન એ એક પ્રકારની મારી પૂજા છે. લક્ષ્મી તરફ મને સ્વાભાવિક રીતે કંટાળો છે. અમીર ઉમરાવોના મહેલમાં રહેવા કરતાં ગરીબ માણુસની રંક ઝૂંપડી મને વધારે ગમે છે. બળેવને દિવસે પણ ભાઈને આપવાની બરફી કે બહેનને આપવાના રૂપીઆ કરતાં તમે જેને “રાખડી” કહો છો તે નાનો સરખો દોરો મને વધારે પ્રિય છે. વીરપૂજા તે પણ ખરું જોતાં મારી જ પૂજા છે. ગણેશચતુર્થીને દિવસે જે ગણુપતિની પૂજા થાય છે, શિવાજીમહોત્સવને દિવસે જે શિવાજી મહારાજની જયન્તી ઉજવાય છે, ગોકુલાષ્ટમીને દિવસે જે શ્રીકૃષ્ણુની ભકિત થાય છે તે સઘળા મારી પૂજાના જ જૂદા જૂદા પ્રકાર છે. દુષ્ટ દાનવોનો સંહાર કરવાની મારામાં શક્તિ છે અને તેઓના મલિન વિકારોનો ધ્વંસ કરવાનું સામર્થ્ય હું ધરાવું છું. તારા આર્યદેશ ઉપર મારી ખાસ પ્રીતિ છે. અવિભકત કુટુંબની પવિત્ર સંસ્થા તારા દેશબન્ધુઓએ ટકાવી રાખી છે તેને માટે હું ઘણી મગરૂર છું. લગ્નનો જે ઉંચો આદર્શ તેઓએ રાખ્યો છે તેને માટે મને અભિમાન છે. “**यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः**” (પ્રસન્ન દેવતા રહે જ્યાં પામે સન્માન સુન્દરી) એમ કહેનાર મહર્ષિ મારો પ્રિય ભક્ત હતો. માણુસ તરફ બન્ધુભાવથી જ

નહીં, પણ આત્મભાવથી જોવાનો ઉપદેશ કરનાર શંકરાચાર્ય જેવાં નરરત્નો જે ભૂમિમાં પાક્યાં છે તેના તરફ મારો પક્ષપાત હોય એમાં શી નવાઈ?

"પણ હવે દેશબન્ધુઓની તે માતૃભક્તિ ક્યાં છે? માંહોમાંહેના કુસંપમાં પોતાના અન્તરમાં રહેલી જે હું તેને તેઓએ નસાડી મૂકી છે, હાથે કરીને પોતાની આર્થિક અને વ્યાવહારિક અવનતિ કરી છે, પ્રજાકીય જીવન નષ્ટ કર્યું છે, અને અધોગતિ આણી છે. પોતાના હૃદયમાં મને સ્થાન આપવાને બદલે, પોતાનાં બાળકો મારા તરફનાં કર્તવ્યમાં ચૂકે નહીં તેમ કરવાને બદલે, તેઓએ તેમને નાની વયમાં પરણાવીને કુટુંબપ્રીતિ, દેશપ્રીતિ, સાહિત્યપ્રીતિ, ઈશ્વરપ્રીતિ વગેરે અનેક રૂપમાં પ્રકટ થતી મને અટકાવી છે. વિધવાઓને અસહ્ય દુઃખ આપીને તેઓના આન્તર જીવનને શુષ્ક કરી નાંખ્યું છે, અને તેઓનાં હૃદયમાંથી મને દેશવટો અપાવ્યો છે. મારા પૂજનને અનુકૂળ જ્ઞાતિ જેવી સંસ્થાઓમાં અનેક તકરાર દાખલ કરીને મને દૂરની દૂર રાખી છે, અને વિચાર નથી કીધો કે મને દૂર કરવામાં તેઓએ પોતાના જીવનનો આધાર ગુમાવ્યો છે. મારી અવજ્ઞા કીધાનું પરિણામ શું આવ્યું તે તને અજાણ્યું છે? દરેક રીતે દેશની અધોગતિ થતી જોઈને મારું વત્સલ હૃદય ચીરાઈ જાય છે. શું તારા દેશબાન્ધવો આ અસત્પ્રવૃત્તિને છોડશે નહીં? પશ્ચિમના જે અનેક દેશો જંગલીમાં ગણાતા તેનો હવે ઉદય થયો છે. જાપાન જાગ્યું છે, ચીનની સુસ્તી ઉડી છે, તુર્કીમાં

નવું જીવન જણાયું છે, તો તારો દેશ શું ઊંઘ્યાંજ કરશે? તારા દેશમાં શું મારી પૂજાના અખંડ દીવાનો ઝળહળતો પ્રકાશ ફરી જોવામાં નહીં આવે?

“મારી ભક્તિ વિના આ મારી પ્રિય સખીઓ નીતિ અને બુદ્ધિની કૃપા પણ કોઈને મળી શકતી નથી. મારી અવજ્ઞા કરનારની એ સખીઓ તરફની ભક્તિ ખરી ભક્તિ કેમ કહેવાય? એ બેઉ સખીઓનો હું આધાર છું. બુદ્ધિદેવીનો પ્રસાદ મેળવતા પહેલાં–કોઈ પણ વિદ્યા શીખતાં પહેલાં–તે વિદ્યા તરફ પ્રીતિ હોવી જોઈએ. જે મારો ભક્ત ન હોય તેનામાં એ પ્રીતિ ક્યાંથી હોય? પ્રીતિ વિના નીતિ તો ક્યાંથી હોઇ શકે? મને ન ઓળખનારા કેટલાક એમ કહે છે કે હદ બહારની પ્રીતિ આળસુ અને કાયર લોકો રાખે છે, અને એ પ્રીતિ ઘણી વાર માણસને નીતિથી ભ્રષ્ટ કરે છે. આમ કહેનારાઓ કેવળ મૂર્ખ છે. મારું ખરું સ્વરૂપ તેઓ ઓળખી શકતા નથી, મારું સાચું રહસ્ય તેઓ સમજી શકતા નથી. “હદ બહારની પ્રીતિ” એ શબ્દો જ અર્થહીન છે. માબાપની પ્રીતિ, મિત્રની પ્રીતિ, દંપતીની પ્રીતિ,–એની હદ કોણે બાંધી છે? મારી પ્રવૃત્તિ સન્માર્ગમાં જ થાય છે. એ પ્રવૃત્તિને હદ છે નહીં અને હોવી જોઇએ પણ નહીં. આળસ કે કાયરપણાને વધારવાને બદલે મારી કૃપાથી જ જગત્માં ઉદ્યોગ, સાહસ, અને પરાક્રમનાં કેટલાં કામ થયાં છે તેનો તું વિચાર કર. આળસુ, કાયર અને નિરાશ થયેલાં માણસોનાં કરમાયલાં જીવનને હું

સ્નેહામૃતથી સીંચું છું. તેના હૃદયમાં નવી આશાઓ પ્રકટાવું છું, નવો પ્રાણ અર્પું છું, નવી પ્રવૃત્તિઓને જન્મ આપું છું, અને તે પ્રવૃત્તિઓને સન્માર્ગમાં દોરવું છું. મારા પ્રદેશમાં રહેનારને કર્તવ્યથી વિમુખ કોણ કરી શકશે ? જેના ઉપર સ્વાર્થનો કે સંસારીપણાનો પટ ન લાગ્યો હોય એવાં હૃદયોમાં, નાનાં બાળકોમાં, ઉત્સાહી યુવકયુવતિઓમાં હું રહું છું અને તેઓના આત્માને કર્ત્તવ્યના માર્ગમાં પ્રેરું છું. મારો વેગ પ્રબળ છે. મારી કૃપાના પાત્રમાં પળે પળે તું નવીન મધુરતા જોઈશ. મારો ભક્ત કદી પણ કર્ત્તવ્યભ્રષ્ટ થતો નથી. કર્ત્તવ્યભ્રષ્ટ તો તે હીણભાગી અને હૈયાફૂટાઓ થાય છે કે જે મારી ભક્તિ ન કરતાં મારા નામધારી મલિન સત્ત્વથી ભોળવાઈને તેને ભજે છે. મારો ખરો ભક્ત એ સત્ત્વથી કદી પણ ઠગાતો નથી. મારાં પ્રિય બાળકોનું એ સત્ત્વથી હું સદા રક્ષણ કરૂં છું. મારા પ્રદેશમાં એ સત્ત્વ આવી શકતું નથી. કદાચ મારા અજાણતાં મારા પ્રદેશમાં એ ધસી આવે તો મારી દૃષ્ટિ માત્રથી એને હું નિર્બળ કરી દઉં છું, અને ફરીથી એ પ્રદેશમાં આવવાની એ હિંમત કરી શકતું નથી. જે પવિત્ર આત્માને એ મલિન સત્ત્વે કલુષિત કીધો હોય તેમાં પસ્તાવો પ્રકટાવી તેની મૂળની પવિત્રતા સ્થાપું છું, અને ફરીથી એ સત્ત્વથી તેનો પરાભવ થાય નહીં એવું નવું સામર્થ્ય સમર્પું છું. તોપણ બાળલગ્ન, ઓજલ પડદા, વગેરે રિવાજોથી જીવનના આધારરૂપ જે હું તેનો તિરસ્કાર કરવામાં આવે છે, મારી સત્પ્રવૃત્તિઓના

પ્રબળ વેગને કૃત્રિમ રીતે નષ્ટ કરવામાં આવે છે, સમાજની પ્રીતિ કે દેશની પ્રીતિને માટે અવકાશ જ રાખવામાં નથી આવતો, અને આત્માને ઉન્નત કરનારા ઉચ્ચ આદર્શો મારા અભાવને લીધે જ્યાં અજાણ્યા હોય છે તેવાં હૃદયોનો મારી ગેરહાજરીને લીધે એ મલિન પણ બળવાન્ સત્ત્વ પરાભવ કરે તો તેમાં મારો દોષ કે તારા દેશબન્ધુઓનો ?

"સામી દિશામાં આવેલું જે મંદિર તેં જોયું છે તે રૂઢિ દેવીનું છે. તારા દેશમાં તેનું ઘણું માન છે. તારી દેશભગિનીઓ તેને વિશેષ ભક્તિથી પૂજે છે, તેનાં વ્રત નિયમોનું યથાર્થ પાલન કરે છે, અને તેના મંદિરમાં અખંડ દીવો બાળે છે. એની અને મારી પ્રકૃતિમાં કંઈક ફેર છે. એને બન્ધનો ઘણાં પ્રિય છે, ત્યારે મને સ્વચ્છન્દ ઘૂમવું વધારે ગમે છે. એ કૃત્રિમ બન્ધનો રચવામાં કુશળ છે, ત્યારે મારું બન્ધન સ્વાભાવિક અને અનુકૂળ જ હોય છે. મારાં બન્ધનોને આ મારી પ્રિય સખીઓ નીતિ અને બુદ્ધિનો હંમેશાં ટેકો હોય છે, પણ એ દેવીનાં બન્ધનો એ બેઉને ઘણી વાર અરુચિકર હોય છે. એ દેવીને વાસ અમારાથી દૂર હોય તેમાં શી નવાઈ ? જૂના કાયદાઓ કંઈ પણ ફેરફાર વિના એ ટકાવી રાખે છે. વસ્ત્ર જીર્ણ થતાં દેહને નવાં વસ્ત્ર જોઈએ છે, દેહ જીર્ણ થતા આત્મા નવા દેહમાં સંક્રાન્ત થાય છે. અમુક કાળમાં અને અમુક સંજોગોમાં ઘડાયલા નિયમો અર્થહીન કે નુકસાનકારક થતાં નવા નિયમોની જરૂર પડે છે. જે રાજા પોતાને

પ્રજાના કલ્યાણ અર્થે પ્રજાની જરૂરીઆત પ્રમાણે કાયદાઓમાં ફેરફાર કરતો નથી તેનું રાજ્ય જૂલમી કહેવાય છે; એવું રાજ્ય હંમેશાં ટકી શકતું નથી. પેલા મંદિરની દેવીને એ સત્ય જાણીતું હોય એમ લાગતું નથી. અમારી પૂર્વની મૈત્રી એણે ટકાવી રાખી નથી. નાનપણથી હું એને મદદ કરતી અને એ મને મદદ કરતી. અમે એકબીજાની મરજી સાચવતાં અને સુખમાં રહેતાં. એ મૈત્રી એણે હવે તોડી છે, અને ઘણી વાર મારા શત્રુનું કામ એ કરે છે. છતાં તું એની અવગણના કરીશ નહીં. મારી એના પર અપ્રીતિ નથી. કોઈના પર પણ અપ્રીતિ રાખવી એ મારા સ્વભાવથી વિરુદ્ધ છે. "**शास्त्राद्रूढिर्बलीयसी**" (શાસ્ત્ર કરતાં રૂઢિ વધારે બળવાન છે) એમ કહેનારા તારા પૂર્વજો મૂર્ખ ન હતા. રૂઢિનો તિરસ્કાર તું કરીશ નહીં, પણ મને અને મારી સખીઓને અનુકૂળ થાય એવી રીતથી તું એ દેવીની પૂજા કરજે. અથવા, મારી પૂજા કરતાં એ દેવીની પૂજા પણ થવી જોઈએ તેટલી આપોઆપ થશે જ. મારી પૂજામાં સઘળી સત્પ્રવૃત્તિઓનાં કારણરૂપ નીતિ, બુદ્ધિ વગેરે અનેક દેવીઓની પૂજા આવી જાય છે. માટે "**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज**" સઘળા ધર્મ છોડીને તું મારે શરણ આવ. પૂર્વ કાળમાં તારા દેશે મારું શરણ લીધું હતું, ગ્રીસ અને રોમે મારું શરણ લીધું હતું, બીજા યુરોપના દેશોએ મારું શરણ લીધું હતું, જાપાનની સ્વદેશપ્રીતિ એ મારી જ પૂજા છે, તારા દેશમાં—"

દેવીનું એ વાક્ય હજી અપૂર્ણ હતું એટલામાં તો માચીથી પાછા ઊતરવાની તૈયારીનો કોલાહલ એટલો મચી રહ્યો કે તેને લીધે હું જાગી ઊઠયો, અને બધાંની સાથે પાછો ફર્યો. પણ સ્વપ્નના વિચાર મારા મનમાં રમ્યાં કરતા હતા, અને અમે પાછા ઘેર આવ્યા ત્યાં સુધીની અમારી પ્રવૃત્તિ તરફ કે પેલાં વૃદ્ધોની વાતચીત તરફ મારૂં લક્ષ નહીં જેવું જ હતું.

તે આખો દિવસ વિચારમાં ને વિચારમાં ચાલ્યો ગયો. કોઈ પણ વસ્તુમાં મારું ચિત્ત ચોંટ્યું નહીં. કોઈ પણ વિનોદમાં મને રસ પડ્યો નહીં. મિત્રોની સાથે પણ મેં નહીં જેવી જ વાતચીત કીધી. મારી ગમગીની ઉરાડવાના તેઓના સઘળા પ્રયત્ન નિષ્ફળ ગયા; મારી વાત જાણવાની તેઓની સઘળી ઉમેદ વ્યર્થ ગઈ. એક જ વિચાર મારા મગજમાં ઘોળાયાં કરતો હતો, એક જ લાગણી મારા હૃદયમાં વ્યાપી રહી હતી, એક જ ભાવ મારા અન્તરમાં ઉછળી રહ્યો હતો. મારું મગજ ગૂંચવાઈ ગયું હતું. મને કંઇ પણ સૂઝતું નહોતું.

મને શેના વિચાર આવતા હતા એમ તું પૂછે છે? એ વિચારો વિજ્ઞાનના કે કવિતાના, દેશહિતના કે અધ્યાત્મવિદ્યાના, ધર્મના કે ફિલસુફીના નહોતા. એ વિચારો

ગૃહના કે કુટુમ્બના, દેશના કે જ્ઞાતિના, સમાજના કે મંદિરના નહોતા. એ વિચારો પ્રેમના હતા; એ વિચારો પ્રેમની પીડાના હતા; એ વિચારો મને અસહ્ય દુઃખ આપી રહ્યા હતા.

આ સાંભળીને તને હસવું આવે છે. મિત્ર! પ્રેમની પીડાનો અનુભવ તને કદી નથી મળ્યો? જો એમ હોય તો તારા જેવો ભાગ્યશાળી બીજો કોણ? આ વિશ્વમાં અનેક પ્રકારનાં સંકટો માણસ પર આવી પડે છે, અનેક પ્રકારની આફતો માણસને ગભરાવી નાંખે છે, અનેક પ્રકારનાં દુઃખો માણસને દબાવી દે છે; પણ પ્રેમની પીડા એ સર્વ કરતાં વધારે ત્રાસદાયક, વધારે સન્તાપકારક, વધારે દુઃખજનક છે.

એ કડવા સત્યનો અનુભવ તે દિવસે મને પૂરેપૂરો થયો. મારું દુઃખ ઘણું ભારે હતું; પણ એ દુઃખમાંથી છૂટવા હું ઇચ્છતો નહોતો.

જે બાળાએ મારા હૃદયને આમ હલમલાવી મૂક્યું હતું તે એક સુધરેલા અને સદાચારી કુટુમ્બની હતી. તે કુમારિકા હતી, લાવણ્યવતી હતી, સુશિક્ષિત હતી. તેના રૂપ વિષે કે તેના ગુણ વિષે હું તને શો ખ્યાલ આપી શકું? અલૌકિક વસ્તુને લૌકિક વાણીમાં મૂકવાનો પ્રયત્ન કરવો એ ધૃષ્ટતા જ કહેવાય. કવિઓ પણ પોતાની સઘળી કલ્પનાના બળ વડે જેના રૂપગુણનો ખ્યાલ ન આપી શકે તેના વિષે હું કંઈ પણ વિશેષ ન કહું તો, પ્રિય મિત્ર! તું મને ક્ષમા આપજે.

એ બાળાને મેં એક જ વાર જોઈ હતી એમ નહોતું. અનેક વાર તેની સાથે મારે વાતચીત થઈ હતી. અનેક વાર તેની સાથે હું ફરવા ગયો હતો. અનેક વાર તેની સાથે હાસ્યવિનોદનો મારે પ્રસંગ પડ્યો હતો. તે ઘણી પ્રેમાળ હતી, ઘણી વિનોદી હતી, ઘણી બટકબોલી હતી. પણ તેનું હૃદય હું કળી શકતો નહોતો, તેના મનના ભાવ હું જાણી શકતો નહોતો, તેના વિચારનું વલણ હું પારખી શકતો નહોતો. તેનો મારા પર એટલો જ પ્રેમ હશે કે નહીં? તે મારી સાથે લગ્નના પવિત્ર સમ્બન્ધથી જોડાવા ઈચ્છતી હશે કે નહીં? એ પ્રશ્ન મારા હૃદયમાં અનેક વાર ઊઠતો; એના ખરા જવાબને માટે મારા ભૂતકાળના અનુભવોને સંભારીને હું લાંબા લાંબા વિચારો કરતો, અને આખરે એનો જવાબ મારી ઇચ્છાને અનુકૂળ જ આવ્યા વિના રહેતો નહીં. પણ 'વિપિન'ની વાર્તા મેં વાંચી હતી, અને એવા જવાબ ઉપરનો મારો સઘળો વિશ્વાસ ઊઠી ગયો હતો.

ઘણી વાર મેં તેને એ વિષે પૂછવાનો વિચાર કરેલો, પણ તેને દેખતાં વાર એ વિચાર હર્ષની રેલમાં તણાઈ જતા અને મારું મન પણ તેની સાથે ઘસડાયું જતું. એ બાળાના ગયા પછી કેટલોક વખત રહીને હું સાવધ થતો તો વિયોગના કાદવ સિવાય બીજું કંઇ પણ મારી દૃષ્ટિએ પડતું નહીં, અને મારા પગ તેમાં કળી પડતા. કદાચ મનને તંગ ખેંચી રાખીને એના મધુર મુખની જાદુઈ અસરને હું રોકી રાખતો તો મારા કર્તવ્યમાં

ચૂકયો હોઉં અને ઈશ્વરની આજ્ઞાની મેં અવગણના કરી હોય એવો મને પશ્ચાત્તાપ થતો, અને મારું પાપ મને સાલતું.

તે છતાં એને એ વિષે પૂછવાના વિચારને ખાસ મારી સ્મૃતિમાં સંઘરી રાખવાનું સાહસ મેં ઘણી વાર ઉઠાવેલું, પણ એ પ્રશ્ન પૂછતાં મારી જીભ ઉપડતી નહીં. કેટલીક વાર તો કેવી રીતે એ પ્રશ્ન પૂછવો તે વિષે આગળથી વિચાર કરીને મેં શબ્દ પણ ગોઠવી મૂકેલા, પણ તેના હસતા મુખનું દર્શન થતાંવાર એ શબ્દો બિચારા ક્યાં ને ક્યાં પલાયન કરી જતા અથવા છૂપાઈ જતા. કોઈક વાર તો જેમ તેમ કરીને હું એ શબ્દો ઉચ્ચારવા જતો, પણ તે અર્ધ ઉચ્ચારાયલા જ રહેતા અને અર્થ વિનાના બની જઈને મને તે વિનોદપ્રેમી બાળાની મજાકનું પાત્ર બનાવી દેતા.

મારી સ્થિતિ ખરેખર ઘણી કફોડી હતી; મારી ગૂંચવણ ઘણી ભારે હતી; મારી વેદના ઘણી તીવ્ર હતી. છતાં એ બાળા તેમાંનું કંઇ પણ જાણતી નહીં, કંઈ પણ સમજતી નહીં. તે છેક જ નમેરી બની ગઈ હતી.

તેના વિચારો રાતદિવસ મારા મનમાં રમી રહેતા હતા અને મને દુઃખના સાગરમાં ઝંપલાવી દેતા હતા. મને મારી મૂર્ખતા પર હસવું આવતું, પણ એ મૂર્ખતાના પ્રતીકાર કરવાની મારામાં શક્તિ નહોતી. ઈચ્છા પણ જોઈએ તેવી હતી કે નહીં તે મારાથી કહી શકાતું નથી. હું જેવી ને તેવી સ્થિતિમાં કાયમ રહ્યો.

પરીક્ષાના દિવસો પાસે આવતા હતા. એમ. એ.ની ઊંચામાં ઊંચી પરીક્ષામાં મારે બેસવાનું હતું. ફિલસુફીનો અઘરો વિષય મેં પસંદ કર્યો હતો. ન્યાતજાતના ઝઘડાઓને લીધે તેમજ બૈરાંઓની કુથલીને લીધે અભ્યાસ મારાથી થઈ શકયો નહોતો. મેજ ઉપરથી એક, બે, ત્રણ પુસ્તકો મેં વારા ફરતી લઈને પાછાં મૂકયાં. કોઈમાં મારું ચિત્ત ચોંટયું નહીં. કોઈમાં મને રસ પડયો નહીં. હું પથારીમાં જઈને સૂતો ત્યાં પણ મને બીલકુલ ચેન પડયું નહીં. હું ત્યાંથી ઊઠયો અને બારી આગળ જઈને ઊભો રહ્યો.

કૃષ્ણ પક્ષના દિવસ હતા. સઘળે અંધારું છવાઈ ગયું હતું. સઘળે શમશમાકાર થઈ રહ્યું હતું. મારી સ્થિતિમાં અને કુદરતના દેખાવમાં મને ઘણું સામ્ય જણાયું. બેઉ ઠેકાણે અંધકાર અને શૂન્યતા વ્યાપી રહ્યાં હતાં. આકાશનો અંધકાર અદૃશ્ય થશે, શર્વરીની શૂન્યતા શમી જશે એ નક્કી હતું; પણ મારા હૃદય પરનાં અંધકાર અને શૂન્યતા કદી ખસશે કે નહીં તે મારાથી સમજી શકાતું નહોતું. વિચારમાં ને વિચારમાં હું ઊભો હતો, પણ હું ઊભો છું કે બેઠો છું તેનું પણ મને ભાન નહોતું.

આકાશ તરફ મેં નજર કરી. ત્યાં કોઈ કોઈ તારાઓ છૂટાછવાયા ચળકતા હતા. ઝીણી નજરે તેઓ મારા તરફ જોઈ રહેતા હતા. મારી મૂર્ખતા જોઈને તેઓ હસતા હોય એવું મને લાગ્યું. "હસો, તારાઓ ! હસો. કામદેવનાં બાણ તમને વાગ્યાં નથી. મારે તમારી ઈર્ષ્યા

શાને કરવી ? તમારું સુખ અચળ રહે !" એ પ્રમા મારાથી મોટે અવાજે બોલાઈ જવાયું. હું શરમાઈ ગં અને બારી આગળથી પાછો ફર્યો.

રસ્તે જતા લોકોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવાની મ ટેવ હતી. કોઇ હસતો હસતો કે કોઈ ભવાં ચઢાવતો કોઈ હાથના ચાળા કરતો રસ્તેથી જતો તો તે જોઇ મને ઘણી નવાઈ લાગતી અને મને હસવું આવ્યા વિ રહેતું નહીં. પાસે કોઈ મિત્ર બેઠા હોય તો તેમનું પ હું એવી વસ્તુ તરફ લક્ષ દોરવતો અને તેમને મા વિનોદમાં ભાગ લેતા કરતો. એવી રીતે ચાળા કર જેઓ જતા હોય તેઓને હું ઘેલા જેવા અથવા મૂ ગણુતો. તેઓના મનની નિર્બળતા જોઈને મને દ આવતી અને હાસ્ય ઉપજતું. પણ એથી વધારે મે ભૂલ મેં કીધી હતી; એથી વધારે નિર્બળતા બતાવી હતી. મારું અભિમાન જતું રહ્યું, અને ફરી એવી ભૂલ ન થાય તેને માટે મેં પ્રયત્ન કર માંડયા.

મારી ઘેલછા જોઇને મને મારી જાત પર તિરસ્ આવ્યો. એ ઘેલછા છોડી દેવી એવો મેં પાકો નિશ્ચ કર્યો. આટલો વખત મારા કર્તવ્યથી હું વિમુખ ર તેને માટે મને પશ્ચાત્તાપ થયો. પ્રેમ જેવી ક્ષુદ્ર વસ્ મારા ઐહિક કલ્યાણના માર્ગની આડે આવતી જોઇ પ્રેમ પર મને કંટાળો આવ્યો. આખી સ્ત્રીજાતિ તરફ મારું માન ઓછું થયું.

પણ એ સ્ત્રીજાતિમાં પેલી મધુર બાળા પણ આવી જાય છે એવો વિચાર પાછો સ્ફુર્યો, અને તેની જ સાથે તેની સઘળી મધુરતા મૂર્તિમન્ત બનીને મારાં નયન આગળ ખડી થઈ. સ્ત્રીજાતિને મેં મોટો અન્યાય આપ્યો હોય એવું મને લાગ્યું. યુનિવર્સિટીની ઊંચી કેળવણીને કલંક લગાડવા જેવું કૃત્ય મેં કીધું હોય એવું મને ભાસ્યું. હું પસ્તાયો અને સ્ત્રીને હલકી ગણવાના હલકા વિચારને મેં તિલાંજલિ આપી.

પાછો હું પુસ્તક લઈને બેઠો. પ્લેટોની ફિલસુફીના અધ્યયનમાં મેં થોડોક સમય ગાળ્યો. ચિત્ત પર સખ્ત કાબુ રાખીને કેટલાંક પાનાં મેં ધ્યાનપૂર્વક વાંચ્યાં. મારું માથું ધમધમી ગયું હતું, છતાં હું કેટલોક વખત સુધી મારા નિશ્ચયને વળગી રહ્યો. પણ અન્તે એ નિશ્ચય ડહાપણભરેલો ન જણાતાં મેં પુસ્તક બંધ કીધું, અને બીજા કોઈ વિષયમાં ચિત્ત પરોવવાનો વિચાર કીધો.

પેલું ‘આસુરી યંત્ર’ ગ્રામોફોન મારા મેજ પર જ પડેલું હતું. હું ત્યાં આગળ ગયો, ભૂંગળું ચઢાવ્યું, કૂંચી આપી, અને ગાયનની પ્લેઈટ મૂકી. પણ વિચાર બદલાતાં પ્લેઈટ કાઢી લીધી અને સૂઇ જવાનો જ વિચાર રાખ્યો. એટલામાં વારે ઘડીએ વિચાર બદલવા એ માનસિક નિર્બળતાનું ચિહ્ન છે, એ સિદ્ધાન્ત સ્ફુરી આવ્યો, “**प्रारब्धमुत्तमजना न परित्यजन्ति**” એ ભર્તૃહરિનો શ્લોક શાસ્ત્રીજીએ કહેલો તે મને સાંભરી આવ્યો, અને મેં પાછી પ્લેઈટ મૂકી. એક બે ગાયન સાંભળ્યાં;—સાંભળ્યાં

નહીં, પણ સાંભળવાનો પ્રયત્ન કીધો. એ પ્રયત્ન નિષ્ફળ ગયો, ગ્રામોફોનથી કંઈ આનન્દ મળી શક્યો નહીં, અને ઊલટાં પાસેના ઓરડામાં માજી સૂતાં હતાં તે જાગી ઊઠ્યાં.

ફિકરચિંતા કરતાં તે મારી પાસે આવ્યાં અને બોલ્યાં:–"ભાઈ ! હજી સૂઇ ગયો નથી ? બે વાગી ગયા ને ! છેક અત્યાર સુધી વાંચ્યાં કરતો હતો કે શું ?"

"ના, રે ! માજી ! હું તો ક્યારનો સૂઇ ગયો હતો, પણ આજે કંઇ ઊંઘ આવતી નથી."

"આખો દહાડો પરીક્ષાનો વિચાર કર્યાં કરે તે ક્યાંથી ઊંઘ આવે ? હવે તો મિત્રોની સાથે બે ઘડી વાર્તાવિનોદ પણ કરતો નથી. આખો દહાડો વાંચવામાં ને વાંચવામાં જ ધ્યાન. ખોટી ફિકર કર્યાં કરતો નહીં, સમજ્યો ! જા, હવે માથે પાણીબાણી છાંટીને ઊંઘી જા."

બિચારાં માજીને ખબર નહોતી કે ભાઈ પરીક્ષાના વિચાર નહોતા કરતા, પણ પ્રિયતમાના વિચાર કરતા હતા !

મારા પોતાના પર દયા લાવતો લાવતો હું પાછો પથારીમાં જઇને સૂતો. નિદ્રાના વિચાર કર્યા વિના મારે ચાલે એમ નહોતું; પ્રિયતમાના વિચાર મારા હૃદયથી ખસી શકે એમ નહોતું. બેઉનું ચિન્તવન હું વારાફરતી કરી રહ્યો, પણ એક્કેએ મારી પ્રાર્થના લેખવી નહીં.

હું પાછો મેજ આગળ ગયો; કાગળ ખડિયો લીધાં; અને (તું માનીશ ?) મેં કવિતા બનાવવા માંડી ! તું

જાણે છે કે કવિતા તરફ મને ઘણો કંટાળો હતો. કવિતા લખનાર તરફ મને તેથી પણ વિશેષ કંટાળો હતો. કવિઓને હું નકામા માણસો જેવા જ ગણતો હતો. કવિતા બનાવવી એ નવરા અને નિરુદ્યમી માણસોનો ધંધો છે એવું મને લાગતું હતું. કવિતાના વાચનથી ક્ષણવારના આનન્દ સિવાય બીજો કંઈ પણ સંગીન લાભ થતો હોય એમ હું માનતો નહોતો. પ્લેટોનું "રિપબ્લિક" મેં વાચ્યું હતું, અને કવિઓ વિષે એણે જે કંટાળો દર્શાવ્યો છે તે છેક ભૂલભરેલો નથી એવું મને લાગતું હતું. છન્દનું કે રાગનું મને કંઈ પણ જ્ઞાન નહોતું. બ્રાહ્મણોને શ્લોક ભણતા મેં ઘણી વાર સાંભળ્યા હતા, પણ જૂદા જૂદા છન્દનાં નામો જાણવાની દરકાર મેં કદી રાખી નહોતી. સંસ્કૃત ભાષાનો અભ્યાસ મેં બીલકુલ કીધો નહોતો એટલે 'શાર્દુલક્રીડિત' અને 'શૃંગારક્રીડિત,' 'શિખહરણી' અને 'મનહરણી' એ સર્વ મારા મનથી સરખાં જ હતાં. છતાં મેં કવિતા બનાવી, અને તેથી મને ઘણો આનન્દ થયો. વાલ્મીકિએ જેવી રીતે પ્રભુ તરફની પ્રેરણા થવાથી એક શ્લોક જોડી કાઢ્યો હતો તેવી રીતે મેં પણ મારી પ્રિયતમા તરફની પ્રેરણા થવાથી એક કવિતા બનાવી; અને બીજે દિવસે મારા મિત્રોના હાથમાં એ કવિતા આવી ત્યારે તે વાંચીને તેઓને જો કે ઘણું જ હસવું આવ્યું હતું, તો પણ તે બરાબર બંધબેસતી આવે છે એમ તેઓએ કહ્યું, અને જે છન્દમાં એ કવિતા રચાઈ હતી તેનું નામ 'વસન્તતિલકા' કહેવાય છે એમ

મેં તે દિવસે જાણ્યું. પ્રેમી જનોને વિશેષ પ્રિય એવી વસન્ત ઋતુનું સ્મરણ કરાવતા એ નામમાં જ મને કંઇક અવનવું માધુર્ય જણાયું, અને એ છન્દમાં રચાયલી કવિતા તરફ તે દિવસથી મને જે પક્ષપાત થયો તે હજી સુધી જેવો ને તેવો કાયમ રહ્યો છે. એ કવિતા જેવી રચાઇ તેવી જ મને મોઢે થઈ ગઈ, છતાં મેં તે અનેક વાર કાગળ લઇને વાંચી, અને મેં ન ધારેલી એવી શાન્તિ મને તેનાથી મળી. હું સ્વસ્થ ચિત્તે પાછો પથારીમાં જઇને સૂતો, અને એ કવિતાના વિચાર કરતો કરતો નિદ્રાદેવીને આધીન થયો. એ નિદ્રામાં મને એક અલૌકિક સ્વપ્નનું દર્શન થયું.

મારી સામી બાજુએથી એક દિવ્ય પુરુષને આવતો મેં જોયો. તેનું મુખ પ્રતાપી હતું, છતાં તેમાં કોમળતાના ભાવ સ્પષ્ટ જણાઈ આવતા હતા. તેનું શરીર ઉજ્જવળ હતું. તેની બે બાજુએ બે પાંખ ઝળકી રહી હતી. તે પાંખ ગુલાબવર્ણની હતી. તેના એક હાથમાં વીણા હતી તે પરથી તેને સંગીતનો શોખ હોય એમ સ્પષ્ટ જણાઈ આવતું હતું. તેની આંખ અડધી મીંચેલી હોય એવી દેખાતી તે તેની વિલાસપ્રિયતા સૂચવતી અને તેમાં મને કંઇક અપૂર્વ મીઠાશ જણાઇ. તેની ચાલવાની ઢબ ઉપરથી પણ તેની આનન્દી અને રમતિયાળ પ્રકૃતિ જણાઈ આવતી. તેને જોતાં જ મારા હૃદયમાં આનન્દ ઊભરાવા લાગ્યો. હું તેના તરફ ધસ્યો. તે દિવ્ય પુરુષના હૃદયમાં પણ વાત્સલ્યનો ભાવ સ્ફુરી રહ્યો હોય એવું મને જણાયું. પણ

એટલામાં નીચલા શબ્દો મારે કર્ણે પડ્યા અને હું ખંચકાયો :–

"ખબરદાર! તું અહીંથી છેટો રહેજે! આ માનવી અત્યારે મારી સત્તા નીચે છે અને જ્યાં સ્નેહની સત્તા ચાલતી હોય ત્યાં સૌન્દર્યનો કે બીજા કોઈ પણ સત્ત્વનો અધિકાર ચાલતો નથી."

મેં નજર ફેરવીને જોયું તો સ્નેહના દેવને મેં મારી પાસે જ ઊભેલા જોયા. તેના મુખ ઉપર સરળતા અને શુચિતાની પ્રભા ઝળકી રહી હતી. 'Love is blind' (સ્નેહ આંધળો છે) એવાં વચનો મેં ઘણી વાર સાંભળ્યાં હતાં; પણ મેં જે સત્ત્વને જોયું તેની મનોહર દૃષ્ટિ તો સામાન્ય કરતાં પણ વધારે તીવ્ર જણાતી હતી, અને તે ઘણે દૂર સુધી પહોંચી શકતી હતી. તેના સ્કંધ ઉપર એક ધનુષ્ય લટકતું હતું, અને તેના હાથમાં પુષ્પનાં બાણ હતાં. તેની પાંખ પણ ગુલાબવર્ણની જ હતી. મારા જેવા નિર્દોષ પ્રાણીને પીડવામાં આવા દિવ્ય સત્ત્વને શો આનન્દ મળતો હશે એવો વિચાર ક્ષણવાર મારા મનમાં આવ્યા વિના રહ્યો નહીં, પણ તેનું સમાધાન થાય ત્યાર પહેલાં તો સૌન્દર્ય અને સ્નેહનો વાદવિવાદ ઘણો આગળ વધી ગયો હતો.

સ્નેહનાં વચનો સાંભળીને સૌન્દર્યને ખડખડ હસવું આવ્યું. તેણે કહ્યું:

"'તારી સત્તા!' અલ્યા સ્નેહ! તારી સત્તાનો

પ્રદેશ કેટલો સાંકડો છે તે શું તું ભૂલી ગયો ? બિચારાં અજ્ઞાન બાળકો અને બીનઅનુભવી યુવાનો સિવાય આખા વિશ્વમાં તને કોણ લેખવે છે ? પોતાના સ્વાર્થનો વિચાર ન કરતાં જો માણસો તારી આરાધના કર્યાં કરે તો તેઓને ભૂખે મરવાનો સમય આવે. જ્યારે લુચ્ચા માણસો બીજાનું માન રાખવાને બદલે પોતાનું ધાર્યું કરવાને તૈયાર થાય, જ્યારે ગુમાની માણસો બીજાની મરજી સાચવવાને બદલે તેના સામું મિજાજ કરે ત્યારે શું માણસોએ તેની સાથે તકરાર કરવાને કે તેનો બહિષ્કાર કરવાને કે તેને અનેક રીતે પજવવાને બદલે તેને તાબે થઈ જવું, અને 'Love' (સ્નેહ)નું નામ સ્મરણ કરીને તેને પગે પડવું ? એવી રીતે સ્નેહની ઉપાસના કરનારા માણસોને મૂર્ખ અને નમાલા કોણ નહીં કહે ? જેઓને કશો કામધંધો ન જડતો હોય તેવા નવરા અથવા જેઓનામાં બીજું કશું પાણી ન હોય તેવા નમાલા માણસો સિવાય બીજું કોઈ તારૂં નામ પણ ક્યારે લે છે ? અને જેઓ તારી ઉપાસના કરે છે તેવા રંક પ્રાણીઓની સ્થિતિ પણ કેવી થાય છે તેનું ઉદાહરણ જોઈતું હોય તો આ માનવી તરફ જ તું નજર કર. તેં તેની સ્થિતિ કેવી દયાજનક કરી દીધી છે ! સૌન્દર્યને જેઓ સેવે છે તેને કદી એવાં દુઃખ વેઠવાં પડતાં નથી. અનાદિ કાળથી આખું વિશ્વ મને નમન કરી રહ્યું છે. અનેક ઋષિમુનિઓએ સૂક્તો રચીને મારા ગુણનાં ગાન ગાયાં છે. મોટા મોટા કવિઓએ મારી સેવામાં પોતાનું જીવન અર્પણ કરીને સુખ અને સન્તોષ

મેળવ્યાં છે. સંગીત આદિ રસિક કળાઓ (જે મને ખાસ પ્રિય છે) તે શીખીને કેટલાઓએ પોતાનું જીવન ઉચ્ચતર અને સંસ્કારી બનાવ્યું છે! આખા વિશ્વમાં અને વિશ્વની પેલી તરફ પણ મારી સત્તા વ્યાપી રહી છે તે તું નથી જોઈ શકતો ? પ્રકૃતિના વિવિધ પદાર્થો મારો જ પ્રભાવ વર્ણવી રહ્યા છે. પૂર્ણિમાની રાત્રિએ ચન્દ્રિકાના પ્રકાશથી માનવહૃદયને જે શાન્તિ મળે છે તે મારે લીધે. લીલાં ખેતરો તરફ, સુગંધીદાર પુષ્પો તરફ, નાનાં બાળકો તરફ, રમ્ય યુવતિઓ તરફ નજર કરતાંવાર મનુષ્યને જે સુખ પ્રાપ્ત થાય છે તે મારે લીધે. તેની આગળ તારી ક્ષુદ્ર સત્તા તે શી ગણત્રીમાં ?"

સ્નેહ: "ઘણું સારું, મિત્ર, ઘણું સારું. તારી સત્તાનું તને ગુમાન આવ્યું છે તો તે તું ભલે રાખ! હું તારી સાથે તકરારમાં ઊતરવા માંગતો નથી. કોઈની સાથે પણ તકરારમાં ઊતરવું એ મારા સ્વભાવને પ્રતિકૂળ છે. હું જ્યાં નથી હોતો ત્યાં જ અનેક જાતની તકરારો ઊઠે છે. જે ગૃહમાં, જે કુટુમ્બમાં, જે જ્ઞાતિમાં, જે દેશમાં મારું પૂજન થતું હોય ત્યાંથી કલહ–કંકાસ દૂરનાં દૂર રહે છે, એટલું જ નહીં પણ ત્યાં સુખવૈભવનો વરસાદ વરસી રહે છે. જૂદી જૂદી ન્યાતોના, જૂદા જૂદા પંથોના, જૂદા જૂદા મંડળોના ઝઘડાઓ હું જ્યાં નથી હોતો ત્યાં જ દીઠામાં આવે છે. સાહિત્યમાં કે સમાજમાં કોઈ પણ સંગીન કામ સ્નેહ વિના માણસ ક્યારે કરી શક્યો છે ? પરદેશગમનનો કે પુનર્લગ્નનો, જોડણીનો કે લિપિનો,

કોઈ પણ પ્રશ્નનો નિવેડો સ્નેહ વિના ક્યારે આવી શક્યો છે ? સ્નેહ વિના કેટલા કવિઓ સારી કવિતા બનાવી શક્યા ? સ્નેહ વિના કેટલા ટીકાકારો યોગ્ય ટીકા કરી શક્યા ? સ્નેહ વિના કેટલા તત્ત્વચિન્તકો ખરા તત્ત્વનું દર્શન કરી શક્યા ? સ્નેહ વિના કેટલા સુધારકો સમાજને ઉન્નત સ્થિતિમાં આણી શક્યા ? સ્નેહ વિના કેટલાં કુટુમ્બો સુખમાં રહી શક્યાં ? મોટામાં મોટી મુશ્કેલીઓ દૂર કરી શકાય છે તે મારી કૃપાને લીધે. નઠારામાં નઠારા રિવાજો નાબુદ કરી શકાય છે તે મારી કૃપાને લીધે. જૂનામાં જૂની શત્રુતા ટાળી શકાય છે તે મારી કૃપાને લીધે. કટ્ટામાં કટ્ટા વૈરીઓના વૈરને શમાવવાને માટે સ્નેહ જેવું ઉત્તમ બળ કયું છે ? સખ્તમાં સખ્ત વિરોધીઓના વિરોધનો અન્ત આણવાને માટે સ્નેહ જેવી જાદુઈ શક્તિ ક્યાં છે ? મારી જ્યાં અવગણના થઈ છે ત્યાં નિકટમાં નિકટનાં સમ્બન્ધીઓ પોતાનું સગપણ ભૂલી જઈને હંમેશને માટે અલગ રહ્યાં છે. મારું જ્યાં સન્માન થયું છે ત્યાં દૂર દૂરના દેશમાં વસનારાં પ્રાણીઓ, પછી તે પશુ હોય કે પક્ષી હોય, સ્ત્રી હોય કે પુરુષ હોય, હિન્દુ હોય કે મુસલમાન હોય, સર્વ પોતાનો જાતિભેદ ભૂલી જઈને કદી ન છૂટી શકે એવી, છતાં બન્ધનરૂપ ન લાગે એવી, નાજુક સાંકળથી એકબીજા સાથે હંમેશને માટે જોડાઈ રહ્યાં છે અને સ્વર્ગનું સુખ મેળવી રહ્યાં છે. 'સગપણ તે સોનું અને પ્રીત તે પિત્તળ' એ કહેવતને મારા પ્રતાપ વડે મેં કેટલી વાર અસત્ય ઠરાવી છે !

જેને કોઈ પણ સગાંસમ્બન્ધી ન હોય તેવાં અશરણ પ્રાણીઓ મારે શરણે આવતાં કેવું અલૌકિક સુખ મેળવી રહ્યાં છે! વહાલામાં વહાલાંઓએ, નિકટનાં સમ્બન્ધીઓએ જેનાં હૃદય વીંધી નાંખ્યાં હોય એવાં રંક મનુષ્યોને મારા સિવાય બીજા કોનો આધાર મળ્યો છે? રાયરંકના ભેદને હું તોડી નાંખું છું, ન્યાતજાતનાં બન્ધનોને હું કાપી નાંખું છું, પોતીકાં કે પારકાંના વિભાગને હું ભાંગી નાંખું છું, સગપણ કે સમ્બન્ધની જરૂરને હું ટાળી નાંખું છું, સુનીતિ અને સદાચારને હું સેવું છું, અને માનવીઓને ઉન્નત સ્થિતિમાં આણીને તેઓના જીવનને દૈવી બનાવું છું. એથી ઊલટું, સારાનરસાનો ભેદ ગણ્યા વિના તું તો તારી પ્રસાદી આંખ મીંચીને સર્વને તારી ધૂન પ્રમાણે અર્પ્યે જાય છે. દુરાચારી પુરુષો, કુલટા સ્ત્રીઓ,–સર્વના ઉપર તારી કૃપા તારા પક્ષપાતી સ્વભાવ પ્રમાણે ઓછીવત્તી તું રાખે છે. તારું માયાવી સ્વરૂપ જોઈને, તારા વિષભર્યા વિલાસોથી આકર્ષાઈને કેટલાઓએ પોતાના જીવનને પાયમાલ કર્યું છે અને તન, મન અને ધનની ખુવારી કીધી છે! પણ ડાહ્યા અને જ્ઞાની પુરુષોએ તારાથી વેગળા રહીને મારી આરાધના કરવામાં જ પોતાનું શ્રેય માન્યું છે. મોટા મોટા ઋષિમુનિઓ તારી ખાલી મોહકતાથી અંજાઈ ન જતાં પ્રભુ તરફ સ્નેહ રાખીને મારી ભક્તિ અનાદિ કાળથી કરતા આવ્યા છે. જનકલ્યાણને માટે સમાજને હિતકારી સંસ્થાઓ સ્થાપીને, સામાન્ય જનો સૌન્દર્યની જાળમાં ન

જણાતાં સ્નેહને જ સેવે એવા માર્ગ તેઓએ શોધ્યા છે. જે વખતે માબાપો પોતાનાં બાળક ઉપર સ્નેહ રાખે છે, ભગિનીઓ પોતાના બન્ધુ ઉપર સ્નેહ રાખે છે, દેશહિતચિન્તકો પોતાના દેશ ઉપર સ્નેહ રાખે છે, વીરપૂજકો જગતના વીર નરો ઉપર સ્નેહ રાખે છે, તે વખતે તેમાંથી કોઈ પણ તારો ખ્યાલ સુદ્ધાં આણતું નથી, પણ સર્વે અનન્ય ભક્તિથી મારું જ પૂજન કરે છે. મારા પૂજન વિના કયો માનવી પોતાનું જીવન ઉન્નત કરી શક્યો છે ? કયું ઘર સુખરૂપ બની શક્યું છે ? કયું મંડળ સુવ્યવસ્થિત રહી શક્યું છે ? કઈ સંસ્થા લાંબો વખત સુધી ટકી શકી છે ? કઈ પરિષદ્ પોતાને બજાવવાની ફરજો બજાવી શકી છે ? કયો દેશ પોતાનો ઉદય કરી શક્યો છે ?........"

આ બેઉનો રસભર્યો વિવાદ હું સાંભળી રહ્યો હતો, સ્નેહ અને સૌન્દર્ય એ બેઉ સત્ત્વોની સબળ સત્તા મારા હૃદય પર ચાલી રહી હતી, એટલામાં કોઈ દિવ્ય જ્યોતિનો પ્રકાશ ત્યાં આગળ થયો અને સર્વત્ર શાન્તિ વ્યાપી રહી. જે દિવ્ય પુરુષનું હવે અમને દર્શન થયું તેની આકૃતિ ઘણી ગંભીર હતી. તે શાન્ત સ્વભાવનો જણાતો હતો. તેના મુખ ઉપર ઝીણું સરખું હાસ્ય આવી રહ્યું હતું. તેના ભવ્ય કપાળ ઉપર ચિન્તાનો ભાર જણાતો હતો. ઘણા વિચાર કરવાની તેને ટેવ હોય એમ તેના મુખ પરથી સ્પષ્ટ દેખાઈ આવતું હતું. તેની પાંખ બરફના જેવી સફેદ હતી. તેણે ગંભીર અવાજે કહ્યું :

"મારાં વહાલાં બાળકો! ક્ષણવાર પણ હું તમારાથી દૂર હોઉં છું એટલે તમે તમારું ખરું સ્વરૂપ ભૂલી જઈને વ્યર્થ વિવાદોમાં ઊતરી પડો છો એથી અધિક શોચનીય બીજું શું હોય? માનવીને મારા ઉજ્જ્વળ ધામ પ્રતિ લાવવાની ગંભીર ફરજ છોડીને તમે વૃથા કાળક્ષેપ કરો એથી વધારે ખેદકારક બીજું શું ગણાય? આખા વિશ્વમાં તમારા બેઉની સત્તા એકસરખી વ્યાપી રહી છે; આખું વિશ્વ તમને બેઉને એકસરખા પૂજ્યભાવથી નમન કરી રહ્યું છે. સૌન્દર્યને જોતાં વાર કોનું હૃદય વિશેષ વેગથી ધબકયા વિના રહ્યું હશે? સ્નેહને જોતાં વાર કોનું હૃદય વિશેષ પવિત્રતાથી ઝળકયા વિના રહ્યું હશે? સૌન્દર્યને જોતાં સ્નેહ કોને નહીં ઊપજ્યો હોય? સ્નેહને જોતાં સૌન્દર્ય કોને નહીં જણાયું હોય? સ્નેહ અને સૌન્દર્ય એ બેઉ જ્યાં સુધી સત્યથી વિમુખ થયાં નથી ત્યાં સુધી કયા માનવીને એમની સત્તા સ્વીકાર્યા વિના ચાલે એમ છે? મારાં વહાલાં બાળકો! જ્યાં સુધી તમે મારી આજ્ઞામાં રહેશો ત્યાં સુધી તમારો પ્રતાપ પૃથ્વીનાં માણસોને તો શું પણ સ્વર્ગનાં દેવદેવીઓને પણ આંજી નાંખશે. જ્યાં સુધી મારો તમારા પર પ્રેમ રહેશે ત્યાં સુધી તમારી આજ્ઞાને કોઈ પણ લોપી શકશે નહીં. તમે જ આખા વિશ્વના વિશ્રામ છો, તમે જ આખા જગત્‌ના જીવન છો, તમે જ આખી આલમના આધાર છો. જે અજ્ઞાન પ્રાણીઓ તમારી અવગણના કરીને મારા પરમ પદને પ્રાપ્ત કરવા ચહાય છે તેઓ મારાથી દૂર થાય

દૂરના દૂર રહે છે, અને જૂદા જૂદા જ્ઞાતિમંડળોના, જૂદા જૂદા ધર્મપંથોના, જૂદા જૂદા તર્કસિદ્ધાન્તોના ખાલી ઝઘડાઓમાં ફસાઈને પોતાનું તથા જગતનું અકલ્યાણ સાધે છે. તમને જેઓ સેવે છે તેમને સત્યની પ્રાપ્તિ થતાં વિલમ્બ લાગતો નથી; અને અનાદિ કાળથી આખું વિશ્વ જેને માટે તલપી રહ્યું છે તેવા પરમ સત્યની પ્રાપ્તિ, એથી વધારે ઈષ્ટ માનવીને શું હોઈ શકે ? એ પરમ સત્યની પ્રાપ્તિ તમારા વિના કદી પણ થઈ શકતી નથી. તમારી પૂજા એ જ મને પામવાનો એક નિર્ભય માર્ગ છે. તે માર્ગથી વિચરતાં શ્રદ્ધાળુ જનો ખાલી વ્યામોહમાં ફસાઈ ન પડે તેની તમે સંભાળ રાખજો. જેઓ તમારાં ખરાં સ્વરૂપને અને તમારી મારા પરની ભક્તિને પિછાને છે તેઓ કદી દુરાચારી મનુષ્યની ખાલી કપટજાળમાં ફસાઈ પડતાં નથી. તેમના પવિત્ર મન ઉપર નૈતિક બળ વિનાનાં સ્ત્રી–પુરુષોનાં બહારનાં રૂપની, તેઓનાં વિષભર્યાં વિલોભનની કંઈ પણ અસર થતી નથી. અન્ય માનવીઓનાં હૃદય ઉપર પણ તેની અસર કદાચ થાય છે તો તે ઝાઝો વખત સુધી ટકી શકતી નથી, તેનું કારણ જ એ કે તેનું કહેવાતું સૌન્દર્ય સત્યથી અલિપ્ત હોઈ પ્રાપંચિક અને મિથ્યા છે. એ જ પ્રમાણે પરસ્ત્રી ઉપર આસક્ત થનાર પુરુષની કામવાસના દુઃખમાં પરિણામ પામે છે તેનું કારણ જ એ કે તેનો કહેવાતો સ્નેહ સત્યથી વેગળો હોઈ અશુદ્ધ અને પાપવાસનાથી ભરેલો છે. મારાં વહાલાં બાળકો ! સૌન્દર્ય

અને સ્નેહની પૂજા કરનારાં, તેનાં સ્તોત્ર ગાનારાં, તેની આગળ નૈવેદ્ય ધરાવનારાં, તેની આરતિ ઉતારનારાં દંભી માનવીઓ આ વિશ્વમાં ઘણાં છે. તેનાથી જો તમે ભોળવાશો, તેના ઉપર જો તમે પ્રસન્ન થશો તો તમારું ગૌરવ ઘટશે અને તમારી દિવ્યતા દૂર જશે. મારાં આ વચનોને સ્મરણમાં રાખીને, મારા ઉજ્જ્વળ ધામ પ્રતિ દૃષ્ટિ રાખીને, માનવ જીવનને ઉચ્ચતર અને સંસ્કારી બનાવવાનો દિવ્ય અધિકાર તમે ભોગવજો અને પવિત્ર થયેલા ઉદાર જીવોને મારી ઉજળી અને અનન્ત ભૂમિનાં દર્શન કરાવજો."

આ પ્રમાણે કહીને એ દિવ્ય પુરુષે મને પોતાની પાંખ પર લઈ લીધો, અને અમે બેઉ અંતરિક્ષ તરફ ઊડવા લાગ્યાં. સત્યની સ્વર્ગીય ભૂમિનાં અમને ક્ષણવાર દર્શન થયાં. ત્યાંના રમણીય બગીચાઓ, ત્યાંનાં સુગંધીદાર પુષ્પો, ત્યાંની સુંદર યુવતિઓ, ત્યાંનાં મીઠાં ગાયનો, ત્યાંનાં મનોહર નૃત્યો,–એ સર્વ મેં જોયું, અને પૃથ્વી ઉપરના માનવીને અલભ્ય એવો લાભ મેં મેળવ્યો.

પણ સૌન્દર્ય અને સ્નેહ એ દિવ્ય સત્ત્વોને પાછળ મૂકીને અમે ચાલ્યા આવ્યા હતા એ વિચાર મારા હૃદયમાંથી ખસતો ન હતો. એ બેઉના દર્શનથી મને ઘણો આનન્દ મળ્યો હતો, અને 'ફરીથી તેઓનાં દર્શન ક્યારે થશે ?' એ વિચાર મારા મનમાં વ્યાપી રહ્યો હતો. પેલા દિવ્ય પુરુષને એ બેઉ સત્ત્વો વિષે પૂછવાની હિંમત ધરીને હું તેના તરફ વળ્યો તો એક અદ્‌ભુત ચમત્કાર

મારી નજરે પડ્યો.

એ દિવ્ય પુરુષના મુખ ઉપર અપૂર્વ પ્રકાશ ઝળકી રહ્યો હતો, અને તેની પાસે જ સ્નેહ અને સૌન્દર્યને પણ મેં ઊભેલા જોયા. "જ્યાં સત્ય છે ત્યાં જ સ્નેહ છે અને ત્યાં જ સૌન્દર્ય છે" એ સત્યનો મને સાક્ષાત્કાર થયો, અને એ ત્રણે દિવ્ય સત્ત્વોને અકથ્ય ભક્તિભાવથી હું નમી રહ્યો.

એથી પણ વિશેષ મેં દીઠું. જે બાળાનું હું ચિંતવન કરતો હતો તેને પણ મેં એ જ પ્રદેશમાં ઊભેલી જોઈ. તેની કાન્તિ આ સમયે નિત્યના કરતાં પણ વિશેષ સુન્દર લાગતી હતી. તેની શોભા અનુપમ જણાતી હતી, અને તેણે દિવ્ય વસ્ત્રાભૂષણો સજ્યાં હતાં. મારી તરફ સ્નેહભરી દૃષ્ટિથી જોઇને તે હસી, હું તેની પાસે ગયો, અને મારું જીવન સફળ થયું હોય એવો આનન્દ મેં અનુભવ્યો.

('ગુજરાતી', દીવાળીનો અંક,
સં. ૧૯૬૭, ઈ. સ. ૧૯૧૧)

સ્વદેશી, બહિષ્કાર, અને સ્વરાજ્ય, સંપ, સ્વાશ્રય, અને સ્વાર્પણ, સત્યનિષ્ઠા અને સ્વદેશસેવા, રાજકીય સુધારો અને સામાજિક સુધારો, કવિતા અને સાહિત્ય, ઉદ્યોગ અને નિયમિતપણું, "નિયમવશતા" વગેરે અનેક વિષયો ઉપર ઘણું ઘણું લખાયું છે, અને ઘણું ઘણું લખાશે. આજે હું જે વિષય પર બે બોલ કહેવા માગું છું તે એથી જૂદો જ છે. રોજનો અને સાધારણ હોવા છતાં તે અત્યન્ત ઉપયોગી છે, અને તે એ છે કે તમે ઉત્સાહી બનો, તમે ઉમંગી થાઓ.

જગતમાં જે કંઈ મહત્ત્વનાં કામ થયાં છે તે ઉત્સાહથી જ થયાં છે, જે કંઈ ગંભીર વિષયો ચર્ચાયા છે તે ઉત્સાહથી જ ચર્ચાયા છે, જે કંઈ ચિરસ્મરણીય શબ્દો બોલાયા છે તે ઉત્સાહથી જ બોલાયા છે, જે કંઈ

મનનયોગ્ય લેખો લખાયા છે તે ઉત્સાહથી જ લખાયા છે, જે કંઈ મોટાં પરાક્રમો થયાં છે તે ઉત્સાહથી જ થયાં છે.

ઉત્સાહ વિના તમે કયું અગત્યનું કામ કરી શકશો ? નાનામાં નાનાંથી માંડીને તે મોટામાં મોટાં સુધીનાં સઘળાં કામ તમારાં તપાસો. બાળકની રમતથી માંડીને વૃદ્ધાવસ્થા સુધીની દરેક પ્રવૃત્તિનું અવલોકન કરો. ઉત્સાહ વિના તમારી કેટલી પ્રવૃત્તિઓ સફળ થઈ ? બીજાં પ્રાણીઓની પેઠે તમે જન્મો છો, જીવો છો, અને મરો છો. નિરુત્સાહી વ્યાપારમાં તમે તમારું ક્ષુદ્ર જીવન વ્યતીત કરો છો. તમને તેથી સન્તોષ થાય છે ? માનવદેહનું સાર્થક્ય તમે કીધું એમ તમને ક્ષણવાર પણ લાગે છે ?

તમે ફરો છો, હરો છો, ખાઓ છો, પીઓ છો. એ સર્વ તમારો રોજનો વ્યાપાર છે. એ કર્મો તમે ઉત્સાહથી કરો. તમને આનન્દ થશે. તમારા મિત્રમંડળમાં એ આનન્દ તમે વહેંચશો. એ સાધારણ કામ કર્યાથી પણ તમને અલૌકિક સુખ પ્રાપ્ત થશે.

એ જ કામ તમે ઉત્સાહ વિના કરો. તમને એથી સુખ થશે ? તમને એથી લાભ થશે ? અન્યને તમે સુખ આપી શકશો ? અન્યના સુખમાં તમે લેશમાત્ર પણ વધારો કરી શકશો ? અન્યને તમારું જીવ્યું સહેજ પણ ઉપયોગી થઈ પડશે ? નહીં જ.

આ તો નાની વાતો છે. વધારે વિશાળ દૃષ્ટિથી જુઓ, વધારે ઉચ્ચ પ્રકારની પ્રવૃત્તિઓ તપાસો. [illegible]

અંગ્રેજ વિદ્વાન્ કહે છે કે જગત્‌ના સમસ્ત વીર નરોનો ઇતિહાસ તે જ જગત્‌નો ઇતિહાસ છે. એ વીર નરોની પ્રવૃત્તિ તપાસો. અનેક પ્રકારે એ વીર નરો પોતાની વીરતા પ્રકટાવે છે. મન્ત્રદ્રષ્ટાઓ, સ્મૃતિકારો, સમાજ-નિયન્તાઓ, બળવીર યોદ્ધાઓ, સમર્થ સાક્ષરોનાં જીવનચરિત્ર વાંચો, તેઓની પ્રવૃત્તિઓનાં ઊંડાં રહસ્યો ઉકેલો, તેઓની સઘળી વીરતા, તેઓનો સઘળો પ્રતાપ, તેઓની સઘળી ઓજસ્વિતાનું મૂળ કારણ તેઓનો ઉત્સાહ છે એમ તમને માલમ પડશે. એ સઘળા ચિત્રકારોનાં ચિત્રમાં જે લાલ રેખા તમારા જોવામાં આવે તે લાલ રેખા તેઓનાં હૃદયનાં લોહીની છે, તેઓના અન્તરના ઉત્સાહની છે એમ તમે સમજો.

ઉત્સાહથી જ આપણા સમર્થ ઋષિમુનિઓએ વિશ્વનાં ગૂઢ રહસ્યોનું દર્શન કીધું. ઉત્સાહથી જ ભગવાન્ મનુ અને યાજ્ઞવલ્કય જેવાએ સમાજને માટે દીર્ઘ કાળ સુધી ટકી રહે એવા અપૂર્વ નિયમો ઘડયા. ઉત્સાહથી જ ગૌતમ બુદ્ધ અને શંકરાચાર્ય જેવાં નરરત્નોએ ધર્મ, નીતિ, અને તત્ત્વજ્ઞાનનાં ઊંચાં શિખર પર લોકોને ચઢાવ્યા. ઉત્સાહથી જ વાલ્મીકિ અને વ્યાસ જેવા કવિવરોએ રામાયણ અને મહાભારત જેવા અપૂર્વ ગ્રન્થો રચ્યા. ઉત્સાહથી જ કાલિદાસ અને ભવભુતિ જેવા સમર્થ નાટચકારોએ પોતાની ઉત્તમ કૃતિઓથી લોકોને દિઙ્‌મૂઢ બનાવ્યા. ઉત્સાહથી જ નરસિંહ મહેતા અને મીરાંબાઇ જેવાં ભક્ત કવિઓએ ભક્તિરસમાં ગાન રેલાવ્યાં.

ઉત્સાહથી જ કબીર, નાનક, અને ચૈતન્ય જેવાએ, રાજા રામમોહનરાય, કેશવચન્દ્ર સેન, અને દયાનન્દ સરસ્વતી જેવાએ ધર્મસુધારણાનો ઝંડો ફરકાવ્યો. ઉત્સાહથી જ શૂરવીર શિવાજી અને પ્રતાપસિંહ જેવાએ પોતાની કીર્તિ અચળ કીધી. ઉત્સાહથી જ આપણા સ્વદેશબન્ધુઓએ અનેક કષ્ટો વેઠીને સ્વાર્પણનો ઉત્તમ દાખલો બેસાડ્યો.

એ સઘળા વીર નરોનાં હૃદયમાં ઉત્સાહ હતો. તેઓનો આત્મા પોતાનાં કાર્યમાં લીન થઈ જતો હતો. તેઓ પોતાનું જીવન તેમાં સંક્રાન્ત કરી દેતા હતા. તેઓ તન્મય બની રહેતા હતા. શેકસપિયર જેવા સમર્થ લેખકની કૃતિઓ જુઓ. માર્ટિન લ્યૂથર જેવા સુધારકની નિડર કર્તવ્યપરાયણતા તપાસો. નેપોલિયન અને ક્રૉમવેલ જેવાની અચળ વીરતા નિહાળો. ઉત્સાહ તેઓની રગેરગમાં વ્યાપી રહ્યો હતો. તેઓનો ઉત્સાહ તેઓનાં કાર્યમાં હતો, અને તે કાર્ય તે તેઓનું જીવન હતું.

એ ઉત્સાહ વિના આપણું જીવન કેવું નિર્માલ્ય લાગે છે? બ્રહ્મચર્યની ખામીને લીધે કહો, કે ગુરુકુલ જેવી સંસ્થાના અભાવે કહો, કે અભ્યાસના બોજાને લીધે કહો, પણ આપણે આપણાં શરીર નિર્બળ અને મન નિરુત્સાહી કરી નાંખ્યાં છે, અને આપણું જીવન નીરસ બનાવી દીધું છે.

એ નીરસપણું કેવી રીતે મટાડવું? એ નિરુત્સાહ કેવી રીતે કાઢવો? એ નિર્બળતા કેવી રીતે ખસેડવી?

એનું સાધન એકલી બાહ્ય વસ્તુઓમાં નથી. એનું સાધન એકલી કસરતશાળામાં નથી. એનું સાધન એકલા અનિષ્ટ સમાજ–રૂઢિઓના ફેરફારમાં નથી. એનું સાધન એકલા કેળવણીની પદ્ધતિના સુધારામાં નથી. એનું મોટામાં મોટું સાધન આપણી પાસે જ છે, અને તે આપણુ હૃદયમાં છે.

કોઈ પણ પ્રવૃત્તિમાં ઉત્સાહ રાખવા માટે તે વસ્તુ તરફ પ્રેમ હોવો જરૂરનો છે. દેશની સેવા કરવા તમે ઇચ્છતા હો તો દેશ પર તમે પ્રેમ રાખો, દેશદ્રોહી થશો નહીં. સમાજની સેવા કરવા તમે ઇચ્છતા હો તો સમાજ ઉપર તમે પ્રેમ રાખો, તેને હસી કાઢશો નહીં. સાહિત્યની સેવા કરવા તમે ઇચ્છતા હો તો કવિ પ્રેમાનન્દના જેવો સાહિત્ય ઉપર તમે પ્રેમ રાખો, તેની અવગણુના કરશો નહીં. જ્ઞાતિની સેવા કરવા તમે ઇચ્છતા હો તો જ્ઞાતિ ઉપર તમે પ્રેમ રાખો, તેને નિન્દશો નહીં. કુટુમ્બની સેવા કરવા તમે ઇચ્છતા હો તો કુટુમ્બ ઉપર તમે પ્રેમ રાખો, તેનાથી કપટ કરશો નહીં. તમારા પંડની સેવા કરવા તમે ઇચ્છતા હો તો તેના ઉપર તમે પ્રેમ રાખો, તેને ફસાવશો નહીં, અને યાદ રાખજો કેઃ—

**“आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥”**

તમે જ તમારા મિત્ર છો, તમે જ તમારા શત્રુ છો.

જો તમારે તમાસમાં ઉત્સાહ રાખવો હોય તો તમારી પ્રવૃત્તિના વિષય તરફ તમે પ્રેમ રાખો. તમારી કર્તવ્યબુદ્ધિને સતેજ કરો. કર્તવ્યતાના વિચાર તમારી બુદ્ધિના પ્રદેશમાં જ વાસ કરે એમ નહીં પણ તમારાં

હૃદયમાં વ્યાપી રહે, તમારી રગેરગમાં રમી રહે, તમારા જીવનનાં તત્ત્વરૂપ બની જાય એમ કરો.

તમારી પ્રવૃત્તિના વિષયને અનેક પ્રકારે તપાસો. સૂક્ષ્મ દૃષ્ટિથી તેનું અધ્યયન કરો. ઈતિહાસની દૃષ્ટિએ તેની શોધ કરો. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ તેના પર મનન કરો. આસપાસની પરિસ્થિતિ તરફ નજર કરો. સત્સંગનો લાભ લો. વૃદ્ધોને પૂછો. અનુભવીઓની સલાહ લો. કર્ત્તવ્યમાં મચ્યા રહો.

પણ એક વાત યદ રાખજો. ઉત્સાહ એકલો બસ નથી. સાહિત્યસેવાનો ઉત્સાહ તમે રાખો, પણ સાહિત્યસેવા અર્થે જરૂર જેટલી યોગ્યતા તમારામાં ન હોય તો એ ઉત્સાહ શા કામનો? કવિ થવાનો ઉત્સાહ તમે રાખો, પણ કવિહૃદય પ્રભુએ તમને ન આપ્યું હોય તો સુન્દર કવિતા તમે બનાવી શકશો? વક્તા થવાનો ઉત્સાહ તમે રાખો, પણ કુદરતની બક્ષીસ વગર લોકોનાં હૃદયમાં તમે નવું ચેતન પ્રકટાવી શકશો? માટે ઉત્સાહની સાથે સાથે યોગ્યતાનો પણ વિચાર રાખજો.

એ યોગ્યતા જો તમારામાં હોય, એ યોગ્યતા જો તમે મેળવી શકો એમ હોય તો વિના કારણનો ભય રાખીને તમારા ઉત્સાહને મન્દ પડવા દેશો નહીં, તમારી પ્રવૃત્તિઓને રોકી રાખશો નહીં, તમારી લાગણીઓને છૂંદી મારશો નહીં. એ સમ્બન્ધમાં કાર્લાઇલની એક વાત હું તમને કહીશ. કાર્લાઇલનું નામ તો તમને

જાણીતું જ છે. કદાચ એના ગ્રન્થ પણ તમે વાંચ્યા હશે. બધા નહીં, તો તેનો “Hero-worship” (વીરપૂજા) એ નામનો ગ્રન્થ તો તમે જોયો જ હશે. આપણા રમણભાઈ એનો અનુવાદ કરવાના છે. આપણી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી એ છપાવવાની છે. એ કાર્લાઈલના પાડોશીએ એક કુકડો આણ્યો. એ કુકડાના બોલવાથી કાર્લાઈલના અભ્યાસમાં ઘણી ખલેલ પહોંચી. તેની શાન્તિમાં ભંગ થયો. તેના હૃદયમાં ક્રોધ વ્યાપ્યો. કાર્લાઈલ પેલા પાડોશીને મળ્યો. તેની સાથે ઘણી વાત કીધી. ઘણો વિવાદ કીધો. ઘણી તકરાર કીધી. પેલા પાડોશીએ દલીલ કીધી કે “મારો કુકડો દિવસમાં ચાર વાર લગાર બોલે છે, તેમાં એવી તે શી હાનિ તમને પહોંચી કે તમે તે વિષે ફરીયાદ કરો છો?” કાર્લાઈલે જવાબ દીધો કે “તમારો કુકડો ચાર વાર બોલે છે તે વાત ખરી, અને સહેજ એ પ્રમાણે બોલે તેથી કંઈ મને ઘણી હાનિ ન થાય એ વાત પણ ખરી. પણ ‘આ કુકડો બોલ્યો’, ‘આ કુકડો બોલ્યો’ એ ભયથી મને કેટલી હાનિ થાય છે, એ ભયથી મારા અભ્યાસમાં કેટલી ખલેલ પહોંચે છે તેનો કંઇ તમને ખ્યાલ છે?” આપણાં ઘણાં દુઃખો કાર્લાઈલના આ દુઃખના જેવાં જ હોય છે. અમુક દુઃખથી આપણે દુઃખી થઈએ છિયે, તે કરતાં દુઃખના ખોટા ભયથી આપણે વધારે દુઃખી થઈએ છિયે. માટે એ ખોટો ભય ત્યજી દેજો, અને તમારાં કાર્યમાં ઉત્સાહથી મંડ્યા રહેજો.

પણ એ ઉત્સાહને વેડફી નાંખશો નહીં. દરેક માસિ પત્રમાં આર્ટિકલો લખશો નહીં. દરેક માસિક પત્રમ કવિતાઓ છપાવશો નહીં. તમારૂં પોતાનું માસિક પ જૂદું કાઢવાની ઉમેદ રાખશો નહીં. તમારા અગત્યન કામમાં બેદરકાર રહેશો નહીં. ઉત્સાહના અમૃતને અને માર્ગે વહેવડાવી તેનાં મીઠાં ઝરણને સુકાવી નાંખશો નહ઼ પણ તેને સંઘરજો, સાચવજો, વધારજો, વિકસાવજો, અ સંગીન કૃત્ય તરફ દોરવજો.

વિઘ્નોથી ગભરાશો નહીં, આપત્તિઓથી મુંઝાશે નહીં, અડચણોથી ડરશો નહીં.

"विघ्नैः पुनःपुनरपि प्रतिहन्यमानाः
प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ॥"

ઉત્તમ જનો અનેક વિઘ્નો આવવા છતાં આરંભેલુ કામ કદી છોડી દેતા નથી. તમે તમારૂં કામ છોડશે નહીં. સમાજસુધારણા કે દેશસુધારણાના વિષય પર વિચા કરવાનો તમને અધિકાર નથી એમ તમને કહેવામ આવે તો તે માનશો નહીં. એવાં વચનોથી તમારી નૈસર્ગિ શક્તિઓને કરમાવા દેશો નહીં. એવા ઉપદેશથી જ્ઞાન પ્રકાશને તમારા હૃદયમાં પ્રવેશતો અટકાવશો નહીં. પ તે સાથે ઉછાંછળા ન થશો, ઉદ્ધત ન થશો, દીર્ઘ કા સુધી વિચાર કરીને કામ કરજો, અને તે ઉત્સાહથી કરજે

એ પણ સમજજો કે ઉત્સાહ તે ઉન્માદ નથ ઉત્સાહ તે અનાચાર નથી, ઉત્સાહ તે ઝનુન નથી. ત તમારાં બાળકો પર પ્રેમ રાખો, તમે તમારી ભગિનીઓ પ

પ્રેમ રાખો, તમે તમારાં માતપિતા પર પ્રેમ રાખો, તમે તમારી સ્ત્રીઓ પર પ્રેમ રાખો, તમે તમારા દેશ પર પ્રેમ રાખો, તમે તમારા સાહિત્ય પર પ્રેમ રાખો, તમે તમારા પ્રભુ પર પ્રેમ રાખો.

"यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ॥"
(પ્રસન્ન દેવતા રૂહે જ્યાં, પામે સન્માન સુન્દરી.")

એ મનુ ભગવાનનું વચન યાદ રાખો, અને સ્ત્રીઓને માન આપો, તેઓ તરફ પ્રેમ રાખો, તેઓને કેળવણી આપો, તેઓનાં જીવનને ઉચ્ચ અને સંસ્કારી બનાવો. એ સઘળું કર્તવ્ય સમજીને કરો, અને તે ઉત્સાહથી કરો. પણ વિનય કે લજ્જાના સામાન્ય નિયમોને કોરે મૂકી મુકાવીને તમે ફજેત થશો નહીં, કારણ કે તે ઉન્માદાવસ્થાનું ચિહ્ન છે. અન્ય સ્ત્રી ઉપર પ્રેમ હોય તો તે ભલે રાખો. તે સુન્દરીના સૌન્દર્યને–તેના તનની, મનની, અને આત્માની ગૌરતાને–ભલે વખાણો, પણ તેથી મોહને વશ થશો નહીં, કારણ કે તે અનાચાર છે. તમારી સ્ત્રીને કે તમારાં બાળકોને કેળવણી આપવાના કે કોઈ બીજા ઉદાત્ત હેતુમાં તમે સફળ ન થાઓ તો તેથી મારફોડ કરશો નહીં, કારણ કે તે ઝનૂન છે.

હિન્દુસ્તાનમાં, ઈંગ્લાંડમાં, રોમમાં, અને બીજા દેશોમાં ધર્મના કારણથી જે જુલમ પ્રવર્ત્યો તે ઝનૂન હતું. કેટલાંક વર્ષ પર મુંબાઈમાં હિન્દુ અને મુસલમાન વચ્ચે જે યુદ્ધ મચ્યું હતું તે ઝનૂન હતું. શિયા અને સુન્ની કોમ વચ્ચે વારંવાર થતી લડાઈ તે પણ ધર્મના ઝનૂનની

છે. બુદ્ધિનો અંકુશ જ્યારે જતો રહે છે, પોતાનાં કૃત્યોથી થતાં અનિષ્ટ પરિણામોનો ખ્યાલ જ્યારે રહેતો નથી, અને અસહિષ્ણુતા વ્યાપી રહે છે ત્યારે તે ઉત્સાહ નહીં, પણ ઝનૂન કહેવાય છે.

ધર્મની માન્યતાને માટે પરસ્પર લડવું એ ઝનૂન છે. સ્વદેશી કે વિદેશી બન્ધુઓ તરફ બમ્બગોળા ફેંકવા એ ઝનૂન છે. ન્યાતમાં કે સભામાં દંડુકીઆ થઈ મારામારી કરવી એ ઝનૂન છે.

એવું ઝનૂન તમે રાખશો નહીં, એવો ઉન્માદ તમે આણશો નહીં, એવો અનાચાર તમે કરશો નહીં; પણ શુદ્ધ અને નિર્મળ ઉત્સાહ રાખજો, અને ધ્યાનમાં રાખજો કે એ ઉત્સાહ કર્તવ્યને માટે છે, અને એ કર્તવ્ય આત્માની શાન્તિને અર્થે, સમાજના કલ્યાણને માટે, જીવનના સાફલ્યના ઉદ્દેશથી કરવાનાં છે.

એ ઉત્સાહ તમારી સ્ત્રીઓમાં તમે રેડજો. એ ઉત્સાહ તમારી ભગિનીઓમાં તમે ભરજો. એ ઉત્સાહ તમારાં બાળકોમાં તમે બહુલાવજો. તેઓનાં અન્તરમાં રહેલા ઉત્સાહના અખૂટ ઝરાઓનો વેગ કૃત્રિમ રીતે નષ્ટ કરશો નહીં. બાળકોને વહેલાં પરણાવી તેમને નિરુત્સાહી બનાવશો નહીં. સધવા સ્ત્રીઓને ઓજલ પડદા જેવાં કૃત્રિમ બન્ધનોમાં રાખી તેઓની નૈસર્ગિક શક્તિઓને નષ્ટ કરશો નહીં. રંક વિધવાઓના ઉત્સાહને માટે અનુકૂળ માગ શોધી કાઢવાને બદલે તેમનાં જીવનને શુષ્ક બનાવી મૂકશો નહીં. તમારા દેશબન્ધુઓને આળસ અને કાયરપણામાં

સબડવા દેશો નહીં, પણ તેઓને સ્નેહી, સુશીલ, અને કર્તવ્યપરાયણ કરજો. તેઓમાં નવું ચેતન જગવજો, તેઓમાં નવું બળ રેડજો, તેઓને ઉત્સાહી બનાવજો.

ત્યારે જ દેશનો ઉદય થશે, ત્યારે જ અનેક સત્પ્રવૃત્તિઓ જન્મ પામશે, ત્યારે જ કલ્યાણકારી કૃતિઓ કરાશે, અને ત્યારે જ આ દેશમાં, કવિ નર્મદ કહે છે તેમ

"ધ્વજ પ્રકાશશે ઝળળ કુસુંબી પ્રેમશૌર્ય અંકિત."

("ઉદ્બોધન," વૈશાખ, સં. ૧૯૬૫)

નવીનતા માણસ માત્રને ઘણી પ્રિય હોય છે. કંઈ ને કંઈ નવું માણસને જોવાનું, જાણવાનું, કહેવાનું, કરવાનું અને કરાવવાનું મન થાય છે. રાજદ્વારી પુરુષો, ધર્મપ્રવર્તકો, સમાજસુધારકો, વર્તમાનપત્રના તંત્રીઓ, રણક્ષેત્રમાં ઘમનાર પરાક્રમી યોદ્ધાઓ, કૉંગ્રેસો અને કૉન્ફરન્સોને ગજાવનાર ઉત્સાહી વક્તાઓ, ઘરમાં બેઠા બેઠા લેખ લખનારા રંક 'વિદ્વાનો,'–સર્વને નવીનતાનો લોભ હોય છે. મહેરબાન 'ગુજરાતી'ના અધિપતિ સાહેબ તરફથી લેખની માંગણી થતાં મેં પણ કંઈક નવું લખવાનો વિચાર કીધો અને 'કંઈક નવું' એ જ મારા આજના લેખનો વિષય છે.

નવીનનો મહિમા

એ લેખમાં એક બે ત્રણ ચાર એવા વિભાગ

પાડીને,–જૂદા જૂદા મુદ્દાઓ એક પછી એક લઇને,–તેની સવિસ્તર ચર્ચા કરવાનો મારો ઉદ્દેશ નથી. કવિની કલ્પનાઓ જેમ અદ્ધર ઊડે છે તેમ મારા વિચારોને પણ હું આજે અદ્ધર ઊડવા દઈશ. રાજદ્વારી વિષયને આઘો રાખીને, સાહિત્યવિષયક ચર્ચાથી વેગળા રહીને, સમાજ-સુધારાને દોઢ ગાઉના નમસ્કાર કરીને પત્ર રૂપી એરોપ્લેન પર હું ચઢીશ, અને આકાશમાર્ગ તરફ પ્રયાણ કરીને ઝીણાં ઝીણાં રમકડાં જેવાં જણાતાં સંસારનાં પ્રાણીઓ તરફ અભિમાનભરી દૃષ્ટિથી હું જોઇ રહીશ. વિચારના ગોળાઓ હું આજે ફાવે તેમ ફેંક્યો જઈશ, અને એ ગોળાઓ દારૂગોળાઓ જેવા ભયંકર ન હોવાથી કોઈ પણ વ્યક્તિને કે મને પોતાને એથી કંઈ પણ નુકસાન તો નહીં જ થાય એમ જાણીને હું તે વિષે નિર્ભય રહીશ.

નવું છે ખરું ?

પણ '**કંઈક નવું**' કહેતાં પહેલાં પ્રશ્ન એ થાય છે કે અનેક વિદ્વાનો તરફથી સંખ્યાબંધ પુસ્તકો દર વર્ષે પ્રસિદ્ધ થયાં જાય છે એવા આધુનિક સમયમાં, માણસને માટે **કંઈક નવું** કહેવા જેવું રહે છે ખરું ? એથી પણ આગળ વધીને આપણે પૂછી શકીશું કે 'દુનિયામાં કંઇક નવું છે ખરૂં ?' અંગ્રેજ વિદ્વાનો કહે છે કે "There is nothing new under the sun" (પૃથ્વી પર નવું કંઈ પણ છે જ નહીં). એ વિચારને શાસ્ત્રનો પણ આધાર છે, સાયન્સ (વિજ્ઞાન)નો પણ ટેકો છે, વ્યવહારનું પણ અવલમ્બન છે, કવિતાનો પણ સહાયો

છે, સામાન્ય બુદ્ધિનું પણ સમર્થન છે, અને પ્રૌઢ વિચારકોના વિચારોનો પણ આશ્રય છે. વસ્તુનું સ્વરૂપ ફેરવાય છે, તેનું નામ બદલાય છે, તેનાં તત્ત્વો જૂદાં પડે છે, પણ મૂળ વસ્તુ કદી વિનાશ પામતી નથી એવું સાયન્સ (વિજ્ઞાન) આપણને ફરી ફરીને શીખવે છે. કલાપી જેવો કવિ પણ વિજ્ઞાનના આ સિદ્ધાન્ત ઉપર પોતાની અચળ શ્રદ્ધા દાખવે છે, એટલું જ નહીં પણ જીવતાં પ્રાણીઓને પણ આ સિદ્ધાન્ત એ લાગુ પાડે છે, અને પોતાના લાડકા કબૂતરનું મૃત્યુ થતાં 'દુનિયામાંથી જૂનું કંઈ પણ જતું નથી અને નવું કંઈ પણ આવતું નથી' એ વિચારને વળગી રહીને કબૂતર તરફ વાત્સલ્યભાવથી ઊભરાતા અંતઃકરણ સાથે જણાવે છે કે

"મર્યું, ખોવાયું, વા ઢળી ગયું કહો કે ઉડી ગયું,
ભળ્યાં ભૂતે ભૂતો; લય નથી થયું એ કબુતરું !"

એ જ કવિ અન્ય સ્થળે તો એથી પણ વધારે સ્પષ્ટ રીતે જણાવે છે કે

'કો એ નવું નથી થયું, નવ થાય કાંઈ;'

અને એટલેથી પણ ન અટકતાં કહે છે કે

'છે મૃત્યુ, જન્મ, જીવવું, સહુ ભાસ માત્ર.'

આ પ્રમાણે જન્મ, મરણ, અને સંસાર એ સર્વ આભાસરૂપ છે, સર્વ મિથ્યા છે એ

વિજ્ઞાન અને કવિતા

શંકરાચાર્યની ગહન ફિલસુફીના મહાસિદ્ધાન્ત ઉપર આપણે અચાનક આવી પહોંચ્યા. કયાં ક્ષુદ્ર વિજ્ઞાનની અલ્પ શોધો ! અને

ક્યાં કલાપીની સ્નેહનાં ઝરણાં ઝરાવતી કવિતા, અને શંકરાચાર્યની ફિલસુફીના શ્રુતિ, સ્મૃતિ, અને તર્કના સંગીન પાયા ઉપર ચણાયલા ગગનચુમ્બી પ્રાસાદો! નિર્ધન સ્થિતિમાંથી સધન સ્થિતિમાં આવતાં, અંધારામાંથી અજવાળામાં આવતાં, મૂર્ખતાને છોડી વિદ્વત્તા પ્રાપ્ત કરતાં જેવો આનન્દ થાય છે તેવો જ આનન્દ વિજ્ઞાનને છોડીને કવિતા તથા ફિલસુફી તરફ વળતાં આપણને નથી થતો શું? વિજ્ઞાનને હું ઉતારી પાડવા માંગતો નથી; વિજ્ઞાનના આ દિવસો છે; વિજ્ઞાનથી આપણને ઘણા લાભ થયા છે; અને (વિજ્ઞાનને ઐચ્છિક વિષય તરીકે લઇને દેશોન્નતિનું સંગીન કાર્ય કરવાની ઉમેદ રાખનારા અને બી. એ, એમ. એ, તથા બી. એસસી, એમ. એસસી.ની પદવી ધરાવનારા વિદ્યાર્થીઓને પ્રવૃત્તિનો નિર્ભય માર્ગ ન જણાતાં નિષ્ફળ થતા જોઇને મારૂં હૃદય દ્રવે છે છતાં) વિજ્ઞાનથી આપણને ઘણા લાભ થશે એવું હું માનું છું. પણ વિજ્ઞાનની શક્તિને મર્યાદા છે, તેનો પ્રદેશ સંકુચિત છે, તેના કરતાં પણ ઉચ્ચતર વિષયો છે, અને તે વિષયો સેવવાથી, તે વિષયો ભોગવવાથી, તે વિષયોનું સુખ મેળવવાથી અતિતૃપ્તિ કે અનારોગ્ય ન થતાં આપણું હૃદય વધારે કોમળ થાય છે, આપણી લાગણીઓ વધારે તીક્ષ્ણ થાય છે, આપણું બુદ્ધિબળ વધે છે, અને આપણું જીવન ઉચ્ચતર થાય છે, એ વાત આપણે ભૂલી જવી જોઇએ નહીં. એ જ કારણથી વર્ડ્ઝવર્થ જેવા મહાકવિઓને કહેવું પડયું છે કે

"Enough of Science and of Art;
Close up those barren leaves;
Come forth and bring with you a heart
That watches and receives."

અને જે કવિએ વિજ્ઞાનનો આધાર લઈને "There is nothing new under the sun" એ વિચારને મળતો આવતો "કોએ નવું નથી થયું, નવ થાય કાંઈ" એવો ઉપદેશ દીધો છે તેને પોતાને જ આખરે કબૂલ કરવું પડયું છે કે વિજ્ઞાનના વ્યાપાર ગમે તેટલા પણ શુષ્કતાથી ભરેલા અને કવિતાની સરખામણીમાં ન ટકી શકે એવા છે. તે કહે છે કેઃ—

"લૂખી ઉદ્‌ભિદ્‌વિદ્યા, સૂકી સૂકી વળી ઔષધી બધી
જહીં સુધી તેની કૃતિ જનસ્વભાવે નવ મળી;
"અહીં આ ઊગે ને તરૂ વળી તહીં આ ન ઉગતું,"
કવિતા વિના એ મુજ દિલ ગણે શુષ્ક સઘળું.
અરે ! એ સૃષ્ટિને કવિનયનથી જો ઘડીક તું,
જનોના આત્માનો કુદરતથી સમ્બન્ધ કરતું;
મજા તેની તો લે, હૃદય કર વિસ્તીર્ણ કુમળું,
અને એ ઊર્મિમાં દ્રવી પડ ઝુકાવી જિગર તું."

આવાં પ્રોત્સાહનનાં વચનો સાંભળ્યા પછી કવિતા અને વિજ્ઞાનની વચ્ચે કેટલું અન્તર છે તે સમજતાં કયા સહૃદય મનુષ્યને વિચાર કરવો પડશે ?

તત્ત્વજ્ઞાન

પણ કદાચ કહેવામાં આવશે કે કવિઓ તો ગાંડા હોય છે. આધુનિક કવિઓમાંથી કોઈકે તો પોતાનું ગાંડપણ સ્પષ્ટ સ્વીકારેલું કહેવાય છે, અને કોઈકની કવિતામાં તો, જીવનની સહચરી તરફથી પણ 'સકળ તુજ એ તો કવિપણું' એમ કહીને કવિપણું અને ગાંડપણ એ બેઉ પર્યાય શબ્દો હોય એવી રીતનું સૂચન કરવામાં આવ્યું છે. ઘરનાં માણસો પણ જ્યારે એમ કહે ત્યારે પ્રતિપક્ષીને તો એમ કહેતાં શાની જ શરમ પડે? માટે કવિઓને મૂકીને પ્રૌઢ વિચારકો–ફિલસુફો તરફ આપણે વળીશું. (પ્રૌઢ વિચારકો અને ફિલસુફો એ બેઉને હું એક જ ગણું છું. અમુક ગહન વિષયના,–**'घृताधारे पात्रम्'** કે **'पात्राधारे घृतम्?'** જેવા,–જે વિચાર કરે તેજ ફિલસુફ અને બીજા નહીં એવો સંકુચિત વિચાર હું સ્વીકારતો નથી). એ પ્રૌઢ વિચારકો, એ ફિલસુફોમાંથી કાર્લાઇલ જેવો સરલ હૃદયનો અને ઊંડી તથા ઉત્કટ લાગણીવાળો લેખક આપણને કયો જડશે? વિજ્ઞાન વિષેના એના પ્રૌઢ વિચારો જાણીતા છે. એ કહે છે કે વિજ્ઞાને 'ઇલેક્ટ્રિસિટી' ને એવાં એવાં મોટાં નામો આપવા ઉપરાંત બીજું સંગીન શું કીધું છે અથવા કરી શકે તેમ છે? મોટા મોટા શબ્દો વાપરીને જ વિજ્ઞાને પોતાનું અજ્ઞાન છુપાવ્યું છે અને આ સૃષ્ટિની દિવ્યતા તરફ આંખ મીંચી છે.

"Hardened round us, encasing wholly every notion we form, is a wrappage of traditions,

hearsays, mere *words*. We call that fire of the black thundercloud 'electricity,' and lecture learnedly about it, and grind the like of it out of glass and silk; but *what* is it? What made it? Whence comes it? Whither goes it? Science has done much for us; but it is a poor science that would hide from us the great deep sacred infinitude of Nescience, which we can never penetrate, on which all science swims as a mere superficial film. This world, after all our science and sciences, is still a miracle; wonderful, inscrutable, *magical* and more, to whosoever will *think* of it."

વિજ્ઞાનવાદી અને ચમત્કારવાદીની આ તકરારમાં વધારે ઊંડા ઊતરવાની આપણને જરૂર નથી. વિજ્ઞાનવાદ અને ચમત્કારવાદ એવી તકરારો આપણે ઘણી જોઇ છે અને જોઇને સંપૂર્ણ સન્તોષ પામ્યા છીએ. મોડરેટ અને એકસ્ટ્રીમિસ્ટોના, શૈવ અને વૈષ્ણવોના, માયાવાદી અને પુષ્ટિવાદીઓના ઝઘડાઓ જગતને જાણીતા છે. દરેક પક્ષ પોતાના વિચારોને વળગી રહે છે, એટલું જ નહીં પણ સામા પક્ષના ધુરંધરો કેવળ મૂર્ખ, કેવળ ઠોઠ, કેવળ અક્કલ વગરના હતા, રે! અતિ દુષ્ટ અને દુરાચારી હતા એમ નિડરપણે કહે છે, અને એવાં સનાતન સત્યોને દાખલા દલીલો વડે સાબીત કરવાનું લાઘવભરેલું કામ તેઓ માથે લેતા જ નથી.

શંકરાચાર્ય અને વલ્લભાચાય જેવા પ્રૌઢ વિદ્વાનો અને મહાધર્મપ્રવતકોને અજ્ઞાન બાળકો જેવા ગણવામાં તેઓનું પરાક્રમ ઝળકી ઊઠે છે, અને એ પરાક્રમ જોવામાં તટસ્થ પ્રેક્ષકોને પણ ઘણી વાર આનન્દ મળે છે. એવો આનન્દ અનુભવવો એ મનુષ્યનો ધન્ય અધિકાર છે. દેશોદ્ધારના નકામા વિચારો કર્યાં કરવા અને સ્ત્રીકેળવણી, પુનર્વિવાહ આદિ સુધારાઓની વ્યર્થ હિમાયત કર્યાં કરવી તેના કરતાં નિરાંતે બેઠા બેઠા આવા આવા ઝઘડાઓ જોયાં કરવા અને બે પક્ષની વચ્ચે કેવી ઝામી છે, કેવી ગાળાગાળી ચાલે છે, કેવી સંગીન અને વજનદાર દલીલો મૂકાય છે તેનું નિરીક્ષણ કરવું એમાં પણ ગમ્મત છે, મઝા છે, લહેર છે, આનન્દ છે.

પણ એવી તકરારો માટે આપણને અનુકૂળતા પણ નથી અને આવશ્યકતા પણ નથી.

તત્ત્વ એક જ અને તે પુરાણું ધર્મ અને સાહિત્ય એ બે સિવાય બીજા વિષયમાં એવી તકરાર કરવાનો મનુષ્યને અધિકાર છે કે નહીં એ પણ શક પડતી વાત છે. ધર્મના ગંભીર વિષયમાં ઈશ્વરને પ્રસન્ન કરવા ખાતર, સાહિત્યના ઉદાર વિષયમાં પોતાની ઉદારતા બતાવવા ખાતર માણસ ગમે તેવી ચર્ચાઓ ઉઠાવે, ગમે તેવી તકરારો કરે, ગમે તેવી ગાળાગાળીમાં ઊતરે, તો તેમ કરવાનો તેને સંપૂર્ણ હક છે, પણ અન્ય વિષયમાં તેવું નથી. વિજ્ઞાનવાદી અને ચમત્કારવાદી એવો કંઈ ધર્મનો કે સાહિત્યનો ઝુંડો લઈને બેઠા નથી કે તેઓને એકબીજા

તરફ અસહિષ્ણુતા રાખવાની જરૂર પડે. 'દુનિયામાં કંઈ નવું નથી' એ વિચાર તો બેઉને સંમત છે. સાયન્સનો તો એ વિચાર ઉપર જ આધાર છે, અને કવિઓ અને ફિલસુફોને પણ એ વિચાર માન્ય છે. જે દૃશ્ય જગત્ છે તે કંઇક નવું છે એમ નહીં, પણ ઈશ્વર (પુરાણ પુરુષ) પોતે જ પોતાની માયાશક્તિ વડે જગત્ રૂપે દૃશ્યમાન થાય છે એમ શ્રી શંકરાચાર્યનું કહેવું હતું, અને યુરોપના ફિલસુફોનું કહેવું પણ કંઇક એવું જ છે. આ પૃથ્વી પર જે કંઇક છે તે સઘળું,—આપણે પોતે અને બીજા સર્વ માણસો,—આભાસ માત્ર છે, ખરૂં તત્ત્વ તો એથી જૂદું જ છે, બહારના સર્વ દેખાવોની પછાડી એ તત્ત્વ છુપાયલું રહે છે, અને એ તત્ત્વને પ્રકટ કરવું એ જ જગતના વીર નરોનું,—પયગમ્બરો, ધર્મગુરુઓ, કવિઓ, સાક્ષરો વગેરેનું,—કર્તવ્ય છે એવો એક જર્મન ફિલસુફનો મત હતો. એ તત્ત્વને એ ફિલસુફ 'the Divine Idea of the World' એવું નામ આપે છે. એ તત્ત્વને ગમે તે નામ આપો, પણ એટલું સિદ્ધ થાય છે કે ખરૂં તત્ત્વ એક જ છે, અને અન્ય જે કંઈ દેખાય છે તે આભાસરૂપ છે, જે કંઈક નવું દેખાય છે તેની નવીનતા કેવળ ઉપલક્રિયા છે, અને નવું એવું કંઈ છે જ નહીં એમ એ વિદ્વાનો માનતા હતા. જૂનામાં જૂનો અને નવામાં નવો એક જ પુરુષ છે અને તે ઈશ્વર છે. શૈવજનો એને શિવ કહે છે, વેદાન્તીઓ એને બ્રહ્મ કહે છે, બૌદ્ધ લોકો એને બુદ્ધ કહે છે, પ્રમાણકુશળ નૈયાયિકો એને કર્તા

કહે છે, જૈન શાસન પાળનારા જૈનો એને અર્હન્ત કહે છે, મીમાંસકો એને કર્મ કહે છે, મુસા પયગમ્બરની આજ્ઞા માનનારા ઈસ્રાયલ લોકો એને જિહોવા કહે છે, ખ્રિસ્તીઓ એને ક્રાઈસ્ટ કહે છે, ચીન અને જાપાનના મનુષ્યો એને તેઓ કહે છે, મુસલમાનો એને અલ્લા કહે છે, ઝરથોસ્તી લોકો એને અહુરમઝ્દ કહે છે, પણ એ એક જ છે, અચળ છે, અને કંઈક નવું ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવનાર તરીકે અદ્વિતીય છે.

ખ્રિસ્તી ધર્મ પ્રમાણે પણ મનુષ્ય તે ઈશ્વરની પ્રતિચ્છાયા છે, નકલ છે, image છે. ખરું સ્વરૂપ એક જ છે, અસલ વસ્તુ એક જ છે, original પદાર્થ એક જ છે. એ દૃષ્ટિથી જોતાં ઈશ્વરથી નિરપેક્ષ એવું કંઈક નવું આ વિશ્વમાં કોઈ સ્થળે છે જ નહીં. પ્રભુનો સંદેશો લાવનારા પયગમ્બરો, કલ્પનાને અદ્ધર ઉડાવનારા કવિવરો, ધર્મનાં રહસ્યો સમજાવનારા ધર્મગુરુઓ ભલે originality નો દાવો કરે ! ભલે તેઓ દેવ તરીકે પૂજાય ! ભલે તેઓ ઈશ્વરના અવતાર તરીકે વન્દનીય ગણાય ! ખરું જોતાં, કંઈક નવું, કંઈક original, તે તેઓમાં નથી. Original વસ્તુ એક જ છે, અને તે ઈશ્વર પોતે છે.

છતાં વિશ્વમાં કોઈ વસ્તુને આપણે નવી કહીએ છીએ અને કોઈ વસ્તુને આપણે

નવા જૂનાનો સનાતન ભેદ

જૂની કહીએ છીએ, અને એમ કહીને નવાજૂનાનો ભેદ આપણે સ્વીકારીએ છીએ. કોઈ વસ્તુમાં આપણને કંઈક નવું

જણાય છે, અને કોઇ વસ્તુમાં આપણને બધું જૂનું ને જૂનું જ લાગ્યાં કરે છે. હું આગળ જતાં બતાવીશ કે જેને આપણે નવું કહીએ છીએ તેમાં કંઇક નવું હોય છે તેના કરતાં જેને આપણે જૂનું કહીએ છીએ તેમાં કંઇક નવું કેટલીક વાર વિશેષ હોય છે, અને તેથી જ તે જૂનું કહેવાતું હોવા છતાં આપણને વિશેષ રમણીય અને મનોહર લાગે છે. અત્યારે તો આપણે એટલું જ ધ્યાનમાં રાખીશું કે નવાં અને જૂનાંનો ભેદ વિશ્વમાં અનાદિ કાળથી ચાલતો આવ્યો છે અને કંઇક નવું જ્યાં હોય તે તરફ જગત્‌નાં સર્વ પ્રાણીઓનું હૃદય હમેશાં ખેંચાયું છે. નવાજૂની કહેનાર અથવા નવુંજૂનું કરનાર વિષે બોલતાં જો કે આપણે નવું અને જૂનું એ બેઉ શબ્દો સાથે વાપરીએ છીએ તો પણ નવું એ શબ્દ પહેલો મૂકીને તે તરફ આપણો પક્ષપાત પણ આપણે સ્પષ્ટ બતાવી આપીએ છીએ. નવાજૂની કહેનારને, નવુંજૂનું કરનારને વિશ્વમાં વન્દનીય કોણે ગણ્યો નથી? ગ્રન્થકાર (author), વર્તમાનપત્રકાર (journalist), ધર્મ-પ્રવર્તક (religious reformer), સમાજસુધારક (social reformer) એવાં એવાં નામો આપીને નવાજૂની કહેનારને અથવા નવુંજૂનું કરનારને આપણે જે માન આપીએ છીએ તે તેઓમાં કંઇક નવું કહેવાની અથવા કરવાની જે શક્તિ છે તેને લીધે; અને એ માનના લોભે કંઇક નવું કહેવા જેવું ન હોય છતાં કહેવા નીકળી પડનારા, કંઇક નવું કરવા જેવું ન હોય છતાં કરવા

નીકળી પડનારા ઉત્સાહી પુરુષો કેટલા બધા છે!! એ વિષે જો કંઈ ઉદાહરણ જોઈતું હોય તો વાચકને કદાચ આ લેખથી દૂર જવાની જરૂર બીલકુલ નહીં પડે.

**સાહિત્યમાં નવું**

પણ નવાજૂની કહેનારાઓ અથવા નવુંજૂનું કરનારાઓને – ગ્રન્થકારો, વર્તમાનપત્રકારો, ધર્મપ્રવર્તકો, સમાજ–સુધારકો વગેરેને–કંઈક નવું કહેવાનો અથવા કંઈક નવું કરવાનો જેવો ઉમંગ હોય છે તેવો જ, બલ્કે તેથી વિશેષ, ઉમંગ સામાન્ય જનમંડળને કંઈક નવું સાંભળવાનો અથવા કંઈક નવું થતું જોવાનો હોય છે. નવીનતા એ દિવ્ય સત્ત્વની સત્તા જેવી ગ્રન્થકારો, વર્તમાનપત્રકારો, ધર્મપ્રવર્તકો, સમાજ–સુધારકો વગેરે ઉપર ચાલે છે તેવી જ સામાન્ય જનમંડળ ઉપર પણ ચાલે છે. કોઈ એની સત્તાથી દૂર રહી શકતું નથી, કોઈ એની આજ્ઞાને ઉલ્લંઘી શકતું નથી, કોઈ એનાં વચનોને ઉથાપી શકતું નથી. સર્વના ઉપર એનો અમલ એકસરખો ચાલે છે. આથી જ કોઈ પણ પુસ્તક કે કોઈ પણ પત્ર આપણા હાથમાં આવે કે પ્રથમ આપણે તેનું સૂક્ષ્મ દૃષ્ટિથી નિરીક્ષણ કરીએ છીએ, તે ગ્રન્થનું અવલોકન કરીએ છીએ, તેનાં પાનાં ફેરવી જઈએ છીએ, તે ભાષાન્તર કે અનુવાદ તો નથી તેની ખાત્રી કરીએ છીએ, અને તે સ્વતંત્ર (original) લેખ છે એમ આપણને લાગે તો જ તે વાંચવાની તસ્દી લઈએ છીએ. જે પુસ્તક કે જે લેખ આપણા હાથમાં હોય તે

જો ભાષાન્તર કે અનુવાદ હોય અથવા મૂળ પુસ્તકના સાર રૂપ હોય તો તે જોઈને આપણે નિરાશ થઈએ છીએ, તેના લેખકને વિષે આપણું માન ઓછું થઈ જાય છે, તેની ક્ષુદ્રતા ઉપર આપણને દયા આવે છે, અને એ કોમળ લાગણીને લીધે આપણે એટલા ખિન્ન થઈ જઈએ છીએ કે મૂળ લેખ આપણે કદી વાંચ્યો ન હોય અથવા વાંચવાના ન હોઈએ છતાં તેનું એ ભાષાન્તર કે અનુવાદ કે સારાંશ વાંચવાની સ્વાર્થબુદ્ધિ આપણા હૃદયમાં પ્રવેશી શકતી નથી. મૂળથી જ આપણા ગુજરાતી ભાઈઓમાં સ્વાર્થબુદ્ધિ થોડી હોય છે. નવું પુસ્તક આપણે હાથમાં લઈએ તે કોઈ દિવસ આપણા સ્વાર્થને ખાતર લેતા નથી, પણ તે લેખક કેવો છે, તેનામાં કંઈક નવું કહેવાની શક્તિ છે કે નહીં તે જાણવાની, અને તે આપણા ઉત્તેજનને લાયક હોય તો (પૈસા ખરચીને નહીં, પણ) તેના ગ્રન્થનું અવલોકન કરીને તેનાં ગોળ ગોળ—રા. નરસિંહરાવની 'પેલી ગોળ કુમારિકા' (ચંદા)ના જેવાં,—રે! 'ચંદા, જેવાં નહીં, પણ 'ચંદ્ર' (ચાંદામામા)ના જેવાં, અથવા ચંદ્રમાં નિવાસ કરનારાં માણસોના જેવાં—વખાણ કરીને તેને ઉત્તેજન આપવાની પરમાર્થબુદ્ધિથી જ આપણે તેનું પુસ્તક હાથમાં લઈએ છીએ અને એમ કરીને લેખકને કૃતાર્થ કરીએ છીએ. પણ આ પ્રમાણે કેવળ પરમાર્થબુદ્ધિથી આપણે પુસ્તક હાથમાં લીધું હોય—કદાચ આપણા લાડકા બાળકને કે અન્ય કોઈ પ્રિય વસ્તુને છોડીને, સ્વાર્થત્યાગ કરીને,

આપણે પુસ્તક હાથમાં ગ્રહ્યું હોય–તેમાં કંઇક નવું, કોઈ પણ ચોપડીમાંથી ન નીકળે એવું, કોઇ પણ કવિને ન સૂઝેલું એવું, કોઈ પણ વિદ્વાને ન જાણેલું એવું, વૈષ્ણવ ધર્મગ્રન્થોનો પારિભાષિક (technical) શબ્દ વાપરીએ તો કંઈક 'અલૌકિક' નીકળવાને બદલે કોઈ અન્ય પુસ્તકનું ભાષાન્તર કે અનુવાદ કે સારાંશ તેમાં આપેલો છે એવું જ્યારે આપણને જણાય ત્યારે આપણને કેટલું દુઃખ થાય? કેટલી દાઝ ચઢે? કેટલો તિરસ્કાર ઉપજે? લેખકનો ધંધો ઘણો મોટો છે, તેની ફરજ ઘણી મહત્ત્વની છે, તેની જવાબદારી ઘણી ભારે છે. એવી જવાબદારી સમજનારા બુદ્ધિશાળી પુરુષ ઘણા વિરલ હોય છે. કંઈક નવું કહેવાની ફરજ કેટલી અગત્યની છે તેનું સામાન્ય–ટિનપાટિયા–લેખકને કંઇ પણ ભાન રહેતું નથી અને તેથી જ અન્ય લેખોના ભાષાન્તર અથવા અનુવાદ કરીને, તેનો સારાંશ આપીને અથવા તેમાંથી લાંબા લાંબા ઉતારા આપીને ગરવી ગુજરાતના ગૌરવને તેઓ ઝાંખ લગાડે છે. હું એમ નથી કહેવા માંગતો કે માણસે અન્ય વિદ્વાનોના પુસ્તકોમાંથી ઉતારા આપવા જ નહીં. કંઈક નવું કહેવાની ઈશ્વરી પ્રેરણા અત્યારે મને થઈ આવવાથી તેના પ્રબળ વેગમાં તણાઈને હું તો એટલે સુધી કહું છું કે દરેક સારા લેખકે પોતાના પુસ્તકમાં અન્ય પુસ્તકોમાંથી ઉતારા જેમ બને તેમ વધારે આપવા જોઈએ. ઉતારા આપવાની શક્તિ એ જ વિદ્વત્તાની ખરી કસોટી છે. ઉતારા આપવા ઉપર તો વિદ્વાન્ તરીકે લેખકના સઘળા યશનો

આધાર છે, અને એ યશ લઈ લેવાની ઇચ્છા રાખું એવો નિર્દય હું નથી. પણ વિદ્વાન્ કહેવાવા ઉપરાંત સ્વતંત્ર વિચારવાળા, Originality વાળા, કંઇ નવું કહેવાની શક્તિ-વાળા ગણાવવાની મહત્ત્વાકાંક્ષા દરેક ઉદાર ચિત્તના વાગ્વીરમાં, પત્રરૂપી સમરાંગણમાં ઘૂમનારા દરેક પરાક્રમી યોદ્ધામાં, (બ્રિટિશ રાજ્યના શાન્તિસમયને શોભે એવું નામ જોઈતું હોય તો) લેખની રૂપી નવોઢા સ્ત્રીને પત્રની રંગભૂમિ ઉપર નૃત્ય કરતાં શિખવનાર દરેક પ્રોફેસરમાં હોવી જ જોઈએ. વિદ્વત્તાની સાથે સર્ગશક્તિ(Originality)નું પણ માન મેળ-વવાનો ઉચ્ચ અભિલાષ જેઓના વીર હૃદયમાં, જેઓના રસિક હૃદયમાં સ્ફુરી રહ્યો હોય છે તેઓ તો કોઈ પુસ્તકમાંથી ભાષાન્તર કર્યું હોય ત્યાં આગળ પણ '**मौनं सर्वार्थसाधकम्**' એ ડહાપણભર્યા સૂત્રને જ અનુસરે છે, અને પોતે અમુક પુસ્તકોનો આધાર લીધો છે એટલું પણ કહેવાનો શ્રમ લેવો તે એ સદ્‌ગૃહસ્થો (gentlemen) યોગ્ય ગણતા નથી. જ્યાં ન જ ચાલે એવું હોય ત્યાં જ 'અંગ્રેજી ઉપરથી' કે એવું કંઈ લખવાની તેઓને જરૂર પડે છે; પણ માણુસ બહુ ચીકણો થાય તો એવા પ્રસંગ તો જરા જરામાં આવી પહોંચે એમ હોવાથી તે તરફ જોઈએ તે કરતાં વધારે લક્ષ આપવાની નાદાની તેઓ કરતા નથી, પણ પોતાના કર્તવ્યમાં મચ્યા રહે છે અને પોતે કંઈક નવું લખ્યું એમ વાચક વર્ગને લાગે એવી આશા જેથી બંધાય તેવી ઉન્નત સ્થિતિને પ્રાપ્ત કરે છે.

કંઈક નવું લખવાની દિવ્ય શક્તિ,–Originality

વિષે એક સુપ્રસિદ્ધ નવલકથાકાર (Charlotte Bronte) કહે છે કે "Originality is the pearl of great price in literature, the rarest, the most precious claim by which an author can be recommended."

એ બાઈના મત પ્રમાણે, કોઈ લેખકનાં ઘણાં જ વખાણ આપણે કરવા માંગતા હોઈએ તો આપણને એટલું જ કહેવું જરૂરનું છે કે તેનામાં 'Originality' છે, તેનામાં કંઈક નવું રચવાની શક્તિ છે. પણ આ તો એક સ્ત્રીનો મત છે, તેથી **"न स्त्री स्वातंत्र्यमर्हति"** એ મનુ ભગવાનના સૂત્ર પ્રમાણે તેને પુરુષના ટેકાની જરૂર છે અને એ ટેકાને માટે આપણને આઘે જવું પડે એમ પણ નથી. વૉલ્ટર સૅવેજ લૅન્ડૉર એ સુપ્રસિદ્ધ કવિ પોતાના એક સંવાદમાં ('Imaginary Conversations'માં) કહે છે કે કવિમાં ચાર ગુણ ખાસ જરૂરના છે: સર્ગશક્તિ (creativeness), રચનાશક્તિ (constructiveness), પ્રૌઢતા (sublimity) અને કરુણા (pathos). એમાં પણ સર્ગશક્તિને એણે પ્રથમ મૂકી છે, Originality ને એણે પ્રાધાન્ય આપ્યું છે તે પરથી એ કંઈક નવું રચવાની શક્તિનું કેટલું માહાત્મ્ય છે તે સહેલાઈથી સમજી શકાશે.

સમાજમાં નવું

પણ 'કંઈક નવું' એનું માહાત્મ્ય એકલા સાહિત્યના સાંકડા પ્રદેશમાં જ સમાઈ જતું નથી, પણ સમાજના અંગેઅંગમાં એનું જોર વ્યાપી રહે છે. સાહિત્ય એ જનસમૂહનું જીવન છે, અને સાહિત્યના લેખકો

જનસમૂહને એ જીવન પૂરૂં પાડવાને માટે સ્વર્ગ પરથી ઊતરી આવેલા દેવો છે. પોલીસના કે બીજા કોઇ ખાતાના ઓદ્ધેદાર અમલદારોનો અમલ માણુસોના શરીર ઉપર જ ચાલે છે, પણ સાહિત્યના લેખકોનો અમલ તો તેના હૃદય ઉપર ચાલે છે. સાહિત્યના લેખકો Originality નું–કંઇક નવું અસ્તિત્વમાં આણુવાનું–માહાત્મ્ય જ્યારે સમજે ત્યારે સામાન્ય જનમંડળ તે વિષે અજ્ઞાન હોય એ સંભવે જ કેમ? આથી જ સમાજમાં જ્યાં ને ત્યાં કંઇક નવું ને નવું હમેશાં આપણા દીઠામાં આવે છે. ડ્રેસની જૂદી જૂદી ફૅશનો, વાતચીતની, હરવાફરવાની, બેસવા ઉઠવાની, બોલવા ચાલવાની, જૂદી જૂદી રીતભાતો એ સર્વમાં નવીનતાનું તત્ત્વ જ્યાં ત્યાં આપણી નજરે પડે છે. કોઇ માણુસ કુંભકર્ણ અથવા Rip Van Winkle ની પેઠે અતિ દીર્ઘ નિદ્રા લઇને નહીં, પણ બે ચાર વર્ષની જ નિદ્રા લઇને ઊઠે, તો તેને મુંબાઇ જેવા શહેરમાં કંઇક નવું એવું જોવાનું અને જાણુવાનું કેટલું નીકળી આવે! તેનું કારણ એક જ છે, અને તે એ છે કે નવીનતાની સત્તા સર્વવ્યાપક છે, અને સંસારની સઘળી વસ્તુઓ ઉપર એનો અમલ એકસરખો ચાલે છે. યુવાનો પોતાની તીક્ષ્ણ બુદ્ધિ વડે એ દેવીનું માહાત્મ્ય તરત સમજી શકે છે અને જૂની પુરાણી રૂઢિની કે લોકલજ્જાની દરકાર ન રાખતાં એ દેવીની અર્પેલી મોહક વસ્તુઓનો તેઓ જાતે ખુશીથી સ્વીકાર કરે છે અને પોતાનાં સ્વજન પાસે પણ તેનો સ્વીકાર કરાવે છે. એ પ્રમાણે સમાજમાં પણ નવીનતા દેવીનો વિજયધ્વજ

ફરકી રહે છે, Originality ના ગુણનું દૈવી બળ જણાઈ આવે છે, અને કંઈક નવું કરવાની વૃત્તિ ચોતરફ ઘૂમી રહે છે. જે માણસ અન્યથી ન દોરવાતાં પોતાના વિચાર પ્રમાણે ચાલે તેનાં આપણે વખાણ કરીએ છીએ, અને તેની Originality (સ્વતંત્રવિચારશક્તિ)ને માટે આપણે તેને ધન્યવાદ આપીએ છીએ.

કવિતામાં નવું

પણ Originality ના ગુણનો વિશેષ પ્રાદુર્ભાવ તો કવિઓમાં જ થાય છે. એ ગુણ વડે કવિ કંઈક નવું રચે છે. એ પોતાની કાવ્યપ્રવૃત્તિને માટે નવા નવા વિષયો–ગધેડો, કૂતરો, ચાહ, પાણી, પાનસોપારી, તંબાકુ વગેરે–શોધી કાઢે છે, નવા નવા વિચારો પસંદ કરે છે, નવી નવી રચનાઓ રચે છે, નવા નવા શબ્દો વાપરે છે, નવા નવા છન્દો બનાવે છે, અને એટલેથી પણ ન અટકતાં છન્દ વગરની કવિતા પણ બનાવે છે. પણ આપણે ઉપર જોયું તે પ્રમાણે એ સઘળી નવીનતા કેવળ નિરપેક્ષ (absolute) નથી હોતી. ઈશ્વરની રચેલી જે સૃષ્ટિ છે તેનો આધાર લઈને, તેને (model) રૂપ ગણીને તે ઉપરથી જ તેના જેવી, બલ્કે તેથી પણ વિશેષ સુન્દર સૃષ્ટિ કવિ સર્જે છે. માનવસૃષ્ટિ અને અને અશ્વસૃષ્ટિ જોઈને તે ઉપરથી કવિકલ્પનામાં અડધાં મનુષ્ય અને અડધાં અશ્વ એવાં પ્રાણીઓની (centaur ની) કલ્પનાનો ઉદ્ભવ થાય છે. આ કારણથી જ, કવિની કળાને ઑરિ-

સ્ટોટલ જેવા વિદ્વાન્ વિવેચકોએ imitative art (અનુકરણ-શક્તિનો જેમાં વિશેષ ઉપયોગ થાય છે તેવી કળા) કહી છે. પણ ઉપર જે દૃષ્ટાન્ત આપ્યું છે તે પરથી જ સમજાશે કે કેવળ અનુકરણ કરવું એ કવિનો ધર્મ નથી. આ સૃષ્ટિમાં જેવા અનુભવોનું દર્શન થાય છે તેવા અનુભવોનું દર્શન કરાવવું એટલું જ કવિનું કામ નથી, પણ વાચકોને ઉચ્ચતર કોટિએ લઈ જવા, તેઓનામાં ઉન્નત ભાવનાઓ જગવવી, તેઓની આગળ ઉચ્ચ આદર્શ મૂકવા એ કવિનું કર્તવ્ય છે. જે શક્તિ વડે આ કાર્ય કવિથી થઈ શકે છે તેનું નામ સર્ગશક્તિ અથવા કલ્પનાશક્તિ. એ શક્તિને લીધે કવિતાનો વ્યાપાર વિજ્ઞાન તથા તત્ત્વજ્ઞાનથી જૂદો પડે છે અને તેના કરતાં ચઢિયાતું પદ ભોગવે છે. કંઈક નવું પ્રાપ્ત કરવું એ તો વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, અને કવિતા એ ત્રણેનો ઉદ્દેશ છે. પણ વિજ્ઞાન અમુક વસ્તુને લઈને તેનું પૃથક્કરણ કરે છે, તેના પર પ્રયોગો કરીને નવાં તત્ત્વોની શોધ કરે છે, ત્યારે તત્ત્વજ્ઞાન અને કવિતા એ તત્ત્વોને ભેદીને તેની પછાડી જે સૂક્ષ્મ અને સનાતન તત્ત્વો છુપાયાં હોય છે તેનું અન્વેષણ કરે છે, પણ તત્ત્વજ્ઞાન એ અન્વેષણ કંઈક શુષ્ક રીતિથી કરે છે ત્યારે કવિતાની પદ્ધતિ વિશેષ મનોહર હોય છે. તત્ત્વજ્ઞાન માત્ર આપણી બુદ્ધિ ઉપર અસર કરે છે ત્યારે કવિતા આપણા હૃદય ઉપર અસર કરે છે, અને તેથી તે વિશેષ આનન્દ આપે છે અને કદી પણ ન ભૂસાય, હમેશાં નવી ને નવી રહે એવી સચોટ છાપ પાડે છે. આ ઉપરથી સમજાશે કે

કવિઓ, વિજ્ઞાનવેત્તાઓ, અને તત્ત્વજ્ઞાનીઓ અમુક વસ્તુ લઈને તેમાંથી કંઈક નવું શોધી કાઢવાનો પ્રયત્ન કરે છે ત્યારે તેઓ કંઈક નવું બહારથી લાવીને મૂકતા નથી, પણ તે વસ્તુની અંદર જ જે નવીનતાનાં અવિનશ્વર તત્ત્વો છે તેને કલ્પના, સંશોધન, અને ચિન્તવન એ જૂદી જૂદી રીતથી જૂદા જૂદા પ્રમાણમાં ખેંચી કાઢે છે અને તેને પ્રકટ કરે છે. કોલંબસે અમેરિકા શોધી કાઢ્યું ત્યાર પહેલાં તે કંઈ નહોતું એમ નહોતું. ન્યૂટને ગુરુત્વાકર્ષણનો નિયમ શોધી કાઢ્યો ત્યાર પહેલાં તે નહોતો એમ નહોતું, તે જ પ્રમાણે વર્ડ્ઝવર્થે પ્રકૃતિ અને માનવહૃદય એ ઉભયનો સમ્બન્ધ કેવો ગાઢો છે તે દર્શાવ્યું ત્યાર પહેલાં તે તેવો જ ગાઢો નહોતો એમ નહોતું, પણ કોલંબસ તથા ન્યૂટન જેવા વિજ્ઞાનવેત્તાઓએ સંશોધન કરીને તેનાં પરિણામ જગતને સમજાવ્યાં ત્યારે વર્ડ્ઝવર્થ જેવા કવિએ પ્રકૃતિનાં સુન્દર રહસ્યો પોતાની કલ્પના વડે પ્રકટ કર્યાં અને તેમાં કંઈક ને કંઈક નવું આપણને લાગ્યાં કરે એવી ઉચ્ચ સ્થિતિમાં આપણને મૂકયા. વસ્તુ તેની તે હોવા છતાં તે વારંવાર જોવી આપણને ગમે અને જ્યારે જોઈએ ત્યારે તેમાં કંઈક નવું આપણને જણાય ત્યારે તે વસ્તુને આપણે રમણીય કહીએ છીએ :

**"क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः।"**

જે ક્ષણે ક્ષણે નવીનતા ધારણ કરે તે જ રમણીયતાનું રૂપ સમજવું.

હવે આપણે નવીનતાના બીજા કેટલાક નવા પ્રકાર ઉપર આવી પહોંચ્યા છીએ.

નવાના પ્રકાર

નવીનતાના મૂળ બે વિભાગ તો આપણને હવે જાણીતા છે. એ બે વિભાગનો ભેદ ખુલ્લો છે. એકને આપણે 'નિરપેક્ષ' (absolute) એ નામ આપ્યું હતું અને બીજાને 'સાપેક્ષ' (relative) એ નામ આપ્યું હતું. એ ઉપરાંત 'રમણીયતાજનિત' અને 'ભિન્નતાજનિત' એ બે વિભાગ પાડવાની હવે જરૂર છે. વસ્તુ તદ્દન જૂદી હોય, તદ્દન નવી હોય તે જે આપણા હૃદયનું આકર્ષણ કરે તે તેની ભિન્નતાજનિત નવીનતાને લીધે. તેની તે વસ્તુ હોવા છતાં ફરી ફરીને તેના તરફ આપણું મન ખેંચાયાં કરે તે તેની રમણીયતાજનિત નવીનતાને લીધે. સારાં કાવ્યના વાચનથી, નાનકડા બાળકના હાસ્યથી, પ્રતિભાશાળી પુરુષના વચનથી, સૌન્દર્યવતી સ્ત્રીના પ્રેક્ષણથી પ્રથમ દર્શને જે આનન્દનો અનુભવ થાય છે તેમાં ભિન્નતા અને રમણીયતા એ બેઉ તત્ત્વો ભળેલાં હોય છે, પણ પછી તે બેઉ છૂટાં પડે છે; અને દીર્ઘ કાળના પ્રસંગ પછી પણ કંઈક નવીનતાનું આકર્ષણ આપણને તે તે વસ્તુઓમાં જણાયાં કરે તો તે તેની ભિન્નતાને લીધે નથી, પણ તેની રમણીયતાને લીધે છે એમ આપણે સહેલાઈથી સમજી શકીએ. કવિઓ, વિજ્ઞાનવેત્તાઓ, અને તત્ત્વજ્ઞાનીઓના જૂદા જૂદા વ્યાપારને લક્ષમાં લઈને નવીનતાના 'કલ્પનાજનિત,' 'પ્રયોગજનિત,' અને 'વિચારજનિત,' એ રીતના પણ વિભાગ પાડી શકાય.

**રમણીય વસ્તુની નવીનતા સનાતન છે ખરી ?**

આપણે ઉપર જોયું કે પ્રતિક્ષણ જેમાં નવીનતા જણાય તે વસ્તુને આપણે રમણીય કહીએ છીએ. પણ આ ક્ષુલ્લક સંસારમાં એવી કોઈ પણ રમણીય વસ્તુ છે ખરી કે જેની નવીનતા હમેશાં જ એકસરખો આનંદ આપણને આપ્યાં કરે, જેમાં હમેશાં જ આપણને કંઈ ને કંઇ નવું જણાયાં કરે, જે જોયાથી આપણને કદી પણ કંટાળો આવે નહીં, જેને મૂકીને અન્ય વસ્તુ તરફ આપણું ચિત્ત કદી આકર્ષાય નહીં? અનેક માણસોના દીર્ઘ અનુભવોના સારરૂપ જે કહેવતો છે તેમાંની એક,–'Familiarity breeds contempt' એ કહેવત એ પ્રશ્નનો સાફ નકારમાં જવાબ આપે છે. 'દૂરથી ડુંગરા રળિયામણા' એ કહેવત, તેમજ

'પહેલે દહાડે પરોણો ને બીજે દહાડે પઇ,
ત્રીજે દહાડે રહે તેની અક્કલ ગઈ'

એ કહેવત સ્પષ્ટ રીતે સૂચવે છે કે મનુષ્યોનો અતિશય પરિચય થતાં તેમનામાંથી નવીનતાનું તત્ત્વ જતું રહે છે, અને એ નવીનતાનું જાદુઈ બળ જ્યાં વિનાશ પામ્યું કે તે માણસની ખુબી પણ જતી રહે છે, તેની કિંમત ઓછી થઈ જાય છે, તે ત્રાસરૂપ થઈ પડે છે, તેનો ભાર ઘટી જાય છે, અને ગૃહસ્થાશ્રમધર્મ પાળનારના મનથી તે જેવો પૂજ્ય ગણાવો જોઈએ તેવો ન ગણાતાં ઊલટી તેની અવગણના થવાનો પ્રસંગ આવે છે. કીટ્સ એ જાણીતા કવિ તરફથી એ પ્રશ્નનો જે ઉત્તર આપવામાં આવ્યો છે

તે તો એથી પણ વધારે સચોટ છેઃ—

"Oh, sweet Fancy! let her loose;
Every thing is spoilt by use:
Where's the cheek that doth not fade
Too much gazed at? Where's the maid
Whose lip mature is ever new?
Where's the eye, however blue,
Doth not weary? Where's the face
One would meet in every place?
Where's the voice, however soft,
One would hear so very oft?
At a touch sweet Pleasure melteth
Like to bubbles when rain pelteth!"

અર્થાત્, કદી પણ ફિક્કા ન લાગે એવા ગાલ, કદી પણ ઓછા સુન્દર ન જણાય એવા ઓષ્ઠ, કદી પણ નિસ્તેજ ન દેખાય એવી આંખ, જ્યારે ને ત્યારે જોવું ગમે એવું વદન, જ્યારે ને ત્યારે સાંભળવો ગમે એવો અવાજ આ વિશ્વમાં કોઇનો પણ હોતો નથી, અતિશય પ્રિય વસ્તુનો પણ વિશેષ પરિચય થતાં તેની નવીનતા નાશ પામે છે, તેની સુન્દરતા ઓછી લાગે છે, તેનું લાવણ્ય કમી થાય છે. મીઠામાં મીઠી વસ્તુની મીઠાશ પણ એકસરખી રહેતી નથી; અને અન્તે કલ્પનાના બળ વડે જ સૌન્દર્યનો ઉપભોગ કરવાનું માણસને રહે છે.

એ પ્રમાણે રમણીયતાજનિત નવીનતા પણ ચિરસ્થાયી ન હોવાથી તેના મીઠા પ્રલોભનને વશ ન થતાં હવે બાકી રહેલા વિભાગ જેમ બને તેમ સંક્ષેપમાં આપણે ગણાવી જઈશું.

કુદરત અને કળા

એ નવીનતાનું તત્ત્વ પૂરૂં પાડનાર વસ્તુ ક્યાં તો જડ હોય કે ચેતન હોય; અને જો જડ હોય તો તે ક્યાં તો કુદરતી હોય અથવા માનવરચિત હોય. આકાશ, તારા, સૂર્ય, ચન્દ્ર, નદી, સરોવર, સાગર,—એ સર્વ વસ્તુઓમાં જે નવીનતા છે તે પ્રભુની અર્પેલી છે, કુદરતી છે, પોતાનામાં રહેલા જાદુઈ બળ વડે ચિર કાળ સુધી ટકી રહે એવી છે. માનવરચિત વસ્તુઓમાં જે નવીનતાની ખુબી આવે છે તે તેની કળાને લીધે. એવી ખુબીઓ આપણા ચિત્તને તથા આપણી ઇન્દ્રિયોને હરી લે એવા સ્વરૂપની જ્યારે જણાય ત્યારે તેવું પરિણામ જેના વડે આવ્યું તે કળાને આપણે રસિક કળા ( fine art ) કહીએ છીએ, અને બીજી કળા તે ઉપયોગી કળા ( useful art ) કહેવાય છે. ચિત્રકળા, શિલ્પકળા, સંગીતકળા,—એ સર્વ રસિક કળાઓ છે. ઘર બાંધવાનું કામ, ઓજાર બનાવવાનું કામ,—એ સર્વ ઉપયોગી કળાઓ છે.

શરીર, વાણી અને વર્તનમાં નવીનતા

જડ વસ્તુઓ મૂકીને આપણે સચેત પ્રાણીઓ તરફ વળીએ; અને એ પ્રાણીઓમાં માનવી તે પોતાના બુદ્ધિબળ વડે સર્વના ઉપર સત્તા ધરાવનારો અને સૌથી વિશેષ નવીનતાનું તત્ત્વ પૂરૂં પાડનારો હોવાથી તેના વિષે આપણે વિચાર કરીએ.

માણુસનું બુદ્ધિબળ વિશેષ છે એમ મેં કહ્યું; પણ નવીનતાની જે દિવ્ય શક્તિ તેનામાં છે તે સઘળી તેના બુદ્ધિબળને લીધે જ હોય છે એમ નથી હોતું. મનુષ્યોની જૂદી જૂદી આકૃતિઓ તમે જોશો તો તેમાં તમને ઘણું વૈવિધ્ય જણાશે, કંઇ ને કંઈ નવું જણાશે. કોઈની આકૃતિ સૌમ્ય હોય છે, કોઇની ગંભીર હોય છે, કોઈની તેજદાર હોય છે, અને કોઇની તેથી વિપરીત હોય છે. એ આકૃતિમાં રહેલી જે નવીનતા છે તેને આપણે 'નૈસર્ગિક' કહીશું અને તેથી અન્ય વસ્તુઓને આપણે 'પ્રયત્નજનિત' કહીશું. મનુષ્યની આકૃતિમાં પણ ઘણા ફેરફાર થાય છે, તે હમેશાં એકસરખી રહેતી નથી, તેમાં કંઇ ને કંઈ નવું ઉમેરાય છે અથવા લુપ્ત થાય છે, નવીનતાનો ઉપચય અપચય સતત ચાલ્યાં જ કરે છે, અને તેને પરિણામે તે મનુષ્યની મોહકતામાં પણ ફેરફાર થયાં કરે છે. એ ફેરફાર છેક દૈવાધીન નથી, પણ મનુષ્યના પ્રયત્નની પણ તેના ઉપર બળવાન્ અસર થાય છે. મનુષ્ય પોતાની કાળજી વડે, વ્યાયામ કરીને, મિતાહાર રાખીને, શરીરરક્ષણના નિયમો સાચવીને પોતાની બહારની આકૃતિ ઉપર ઘણી સારી અસર કરી શકે છે. મનુષ્યના પોતાના વિચારવ્યાપારની પણ એ આકૃતિ ઉપર મજબૂત અસર થાય છે. તે ચિન્તાગ્રસ્ત રહેતો હોય કે હર્ષમાં રહેતો હોય તે તેના મુખ ઉપરથી જણાઇ આવે છે. તે કેવી રીતના—સદાચારના કે દુરાચારના વિચારો કરે છે તે પણ ઘણી વાર મનુષ્યના મુખ ઉપરથી આપણે

પારખી શકીએ છીએ. જેના મનમાં હમેશાં સાધુતાના જ વિચારો આવતા હોય તેની મુખમુદ્રા દુષ્ટ વિચારો કરનારની મુખમુદ્રાથી જૂદી જ પડી આવે છે. એ પ્રમાણે મનુષ્યના મુખ ઉપરથી કંઈક નવું એવું ઘણું આપણે જાણી શકીએ છીએ. પણ મનુષ્યમાં રહેલી નવીનતા એથી વિશેષ તો તેની વાણી અને તેના વર્તન ઉપરથી જણાઈ આવે છે. સુરેન્દ્રનાથ બેનરજી જેવા પ્રસિદ્ધ વક્તાનું ભાષણ સાંભળતાં કોઈને કદી કંટાળો આવ્યો છે? સરોજિની નાઈડુ જેવી મેધાવિની સ્ત્રીનાં વચનો શ્રવણ કરતાં કોઈને કદી મૃદુતાનો અભાવ જણાયો છે? મિસિસ એની બીસેંટનાં વ્યાખ્યાનો તરફ લક્ષ આપતાં કોઈને કદી શ્રમ જણાયો છે? એનું કારણ તેઓની વાણીમાં રહેલી અને કદી વિનાશ ન પામે એવી મીઠાશભરી નવીનતા એ જ છે. મનુષ્યની સાધારણ વાતચીતમાં તો એ નવીનતાની મીઠાશ એથી પણ વધારે જડી આવે છે; અને તેના વર્તનમાં પણ એ નવીનતાનું તત્ત્વ ડગલે ડગલે આપણી નજરે પડે છે. સાધ્વી સ્ત્રી પોતાના પતિની સાથે સુખમય જીવન ગાળે છે તે શેને લીધે? સંસારનો ભાર તે સહેલાઈથી વેઠી શકે છે તે શેને લીધે? અનેક પ્રકારની ફિકરચિન્તાઓ હોવા છતાં તે પોતાનાં કર્તવ્ય સાધી શકે છે તે શેને લીધે? પોતાના પતિના હૃદયમાં રહેલા નવીનતાના અખૂટ રસને ઝીલવાની, પોતાના હૃદયમાંથી એવાજ રસની સરિતાઓ વહેવડાવવાની શક્તિ ઉપર જ તેના સઘળા સુખનો આધાર છે, તેના આખા જીવનની સાર્થકતા છે.

ઉપસંહાર

એ નવીનતાનુ તત્ત્વ કેવું છે અને તેના કેટલા વિભાગ પાડી શકાય એમ છે તે આપણે જોયું. એ નવીનતાનો અદ્ભુત પ્રભાવ કોનાથી વર્ણવી શકાશે? એના અજબ માહાત્મ્યનો ખ્યાલ કોનાથી આપી શકાશે? એના દિવ્ય ગુણોનાં ગાન કોનાથી ગાઈ શકાશે? સઘળા મનુષ્યોમાં અને સઘળી વસ્તુઓમાં એની સત્તા વ્યાપી રહી છે. રાજ્યના નેતાઓ, સમાજના સુધારકો, ધર્મના પ્રવર્તકો, સાહિત્યના સેવકો, પ્રાચીન સંસ્થાના હિમાયતીઓ સર્વ પોતપોતાની રીત પ્રમાણે એ બળવાન્ સત્ત્વને નમી રહ્યા છે. નાનામાં નાના બાળકના મુખ ઉપર એની મધુરતા ઝળકી રહી છે, વૃદ્ધમાં વૃદ્ધ પુરુષના વદન ઉપર એની અવિનશ્વરતાની છાપ પડી રહી છે. મોટા ધનાઢ્યોને જે સુખ નથી મળી શકતું તે એક રસ્તે ચાલતો ભિખારી મેળવી શકે છે તે એ દિવ્ય સત્ત્વના પ્રભાવ વડે કરીને. અનેક વર્ષો સુધી શ્રમ વેઠીને પરીક્ષાઓની પીડા પોતાને માથે વહોરી લેનાર ઉત્સાહી વિદ્યાર્થી પોતાના જીવનને ક્લેશમય નથી થવા દેતો તે એ જાદુઈ તત્ત્વના યોગે કરીને. આપણી પ્રાચીન સંસ્થાઓમાંથી આપણા જીવનને ટકાવી રાખનાર તત્ત્વોને આપણે વળગી રહ્યા છીએ તે એ અદ્ભુત શક્તિના બળ વડે કરીને. દૂરના દેશો તરફથી આવતા પવનની શીતળ લહેરો આપણે અનુભવીએ છીએ તે પણ એ પ્રતાપી દેવીની કૃપા વડે કરીને. પશ્ચિમના પ્રબળ

પવનની સાથે ઘસડાઈ આવતાં પોષક તત્ત્વોનો આપણે સ્વીકાર કરીશું; અને જીર્ણ અને અનિષ્ટ તત્ત્વોને વેગળાં રાખીને, નિર્જીવ અંશો તરફ ઉદારતાભર્યું દુર્લક્ષ દાખવીને, પૂર્વ અને પશ્ચિમની નવીનતાનો સામટો લાભ આપણે મેળવીશું. એ નવીનતાનો આપણે સત્કાર કરીશું, તેને વધાવી લઈશું, તેની પૂજા કરીશું, તેના દાસ થઈને રહીશું, અને તેની આશિષ્ વડે આપણા જીવનને સાર્થક કરીશું. જાપાન જેવા આગળ વધેલા દેશે પોતાની ઉન્નતિ એવી જ રીતે સાધી છે. પશ્ચિમ તરફથી આવતી નવીનતા દેવીનો સત્કાર કરવાને તેણે પોતાનાં વહાલામાં વહાલાં બાળકોને અને બાલિકાઓને પુષ્પમાળ લઈને સામાં મોકલ્યાં હતાં, અને પોતાનાં સઘળાં માણસોને—સ્ત્રી, પુરુષ, સર્વને—તેના આગમનની ખબર આપીને એ દેવીની રાહ જોવાને તૈયાર ઊભાં રાખ્યાં હતાં. આપણે પણ જ્યારે એ પ્રમાણે એ દેવીનો સત્કાર કરીશું, અને એ દેશની પેઠે દેશભક્તિ, રાજ્યભક્તિ, પિતૃભક્તિ, અને પ્રભુભક્તિનાં અવિનશ્વર નવીનતાવાળાં પ્રાચીન સત્ત્વોને પણ ચુસ્ત વળગી રહીને તેની સાથે એ દેવીના આપેલા પ્રસાદને આરોગીશું ત્યારે કંઈક નવું બળ આપણે પામીશું, કંઈક નવું દર્શન આપણે કરીશું, કંઈક નવા અનુભવો આપણે મેળવીશું. એથી વિશેષ આપણી શી ઇચ્છા હોઈ શકે ?

('ગુજરાતી' દીવાળીનો અંક,
સં. ૧૯૬૬, ઈ. સ. ૧૯૧૦)

અકટોબર મહિનામાં એક દિવસે સાંજની વખતે કૉલેજની પ્રયોગશાળામાં મહેનત ઇનામને માટે હરીફાઈ કરીને મદનગોપાળ ઘેર આવ્યો, ચાહ પીધી, અને એક અંગ્રેજી સચિત્ર માસિક હાથમાં લઈને આરામ ખુરસી ઉપર પડ્યો. કલાકેક સુધી એ માસિકનાં પાનાંઓ ઉપર એ નજર ફેરવ્યો ગયો. પછી એ બોલી ઊઠ્યો:–

“મગનભાઈ, આ કવિતા સાંભળો. મારે તમારો અભિપ્રાય જોઈએ છે.”

‘મગનભાઈ’ એ મદનનો મોટો ભાઈ હતો. તે અંગ્રેજી કવિતામાં ઘણો હોંશિયાર હતો. તેણે કેટલીક કવિતા અંગ્રેજીમાં જોડી હતી, તે વાંચીને ઘણા અંગ્રેજો પણ છક થઈ ગયા હતા.

મદનગોપાળે પાંચ લીટીઓ વાંચી સંભળાવી, અ પછી મોટા ભાઇનો અભિપ્રાય જાણવા માટે આતુર થઈ ઊભો રહ્યો.

"આ કવિતામાં ઝાઝું સત્ત્વ નથી, પણ છેલ્લ લીટી ઘણી જ સરસ છે."

"મારે એ જ જોઈતું હતું. ઇંગ્લાંડમાં ઈનામને મા હરીફાઈ થવાની છે. ચાર લીટીઓ આમાં આપેલી છે અને પાંચમી ઉમેરવાની તે ઉમેરીને મેં તમને વાંચ સંભળાવી. તમે કહો છો કે એ લીટી ઘણી જ સરસ છે ત્યારે તો જરૂર મને મોટોર–બાઇસિકલનું ઈનામ મળવાનુ હા ! હા !! હા !!!"

"આટલો બધો હરખાય છે શું ? એ કવિતા ઈંગ્લાં વખતસર પહોંચી શકશે એવી તને ખાત્રી છે ખરી મને તો લાગે છે કે તારે વખત પહોંચવાનો જ નથી."

"કેમ નહીં પહોંચે ?" મદને જોશભેર કહ્યું. પોતાન મીઠા મનોરથો આમ પડી ભાંગે તે જોવાને એ તૈયા નહોતો. ખાત્રી કરવા માટે, કવિતાની સાથે જે 'કૂપન મોકલવાની હતી તે સંભાળથી વાંચી જોઇ. કમનસીબે એવું જ જણાયું કે મદનગોપાળનો પત્ર ઇંગ્લાંડ પહોંચશે તે વખતે હરીફાઈની મુદ્દત પૂરી થયાને બરાબર ત્રણ દિવસ થયા હશે.

"ગમે તેમ હોય, મારી લીટી છે સરસ. કદાચ એ લોકો મારા ઉપર દિલાસા તરીકે કંઈ ઈનામ મોકલાવે.

થોડી વાર સુધી એણે વિચાર કર્યાં કીધો. પછી કહ્યું : "હશે, ઈનામની આપણને કંઈ દરકાર નથી. 'તમારી લીટી ઘણી સરસ છે, પણ તે મોડી આવી તેથી તમને ઈનામ મળી શક્યું નહીં' એવી મતલબનો કાગળ તો આવશે ! એથી જ આપણે આનન્દ માનીશું. આવતી મેલમાં જાય એવી રીતે 'કૂપન' ભરીને હું એ મોકલાવી દઉં."

"એ ઈંગ્લાંડના લોકો પક્કા વાણીયા છે, તે એક અક્ષર પણ તને જવાબમાં લખવાના નથી. નકામો આવી ધુળમસ જેવી વાતમાં પૈસા બગાડીશ નહીં" એવી મોટાભાઈએ શીખામણ આપી.

પણ મદનથી શાન્ત બેસી રહેવાયું નહીં. બીજા શનિવારની મુંબાઈની મેલમાં મદનનો કાગળ ઈંગ્લાંડ તરફ રવાના થયો.

ઈનામ મળવાની એને બીલકુલ આશા નહોતી એટલે આ વાત એ તદ્દન ભૂલી ગયો હતો અને હંમેશની પેઠે કૉલેજનાં પુસ્તકો વાંચવામાં તલ્લીન થઈ રહ્યો હતો.

મદનનાં લગ્ન

મદન રૂપાળો છોકરો હતો. આવતા નવેમ્બર મહિનામાં એ બી. એ.ની પરીક્ષામાં બેસવાનો હતો. યુનિવર્સિટીની આગલી પરીક્ષાઓમાં એની વિલક્ષણ બુદ્ધિને લીધે એ ઠીક પંકાયો હતો. એનો નંબર પહેલો નહોતો આવ્યો, તો પણ પરીક્ષકો એના પેપરથી ઘણા ખુશ થયા હતા.

ગયે વર્ષે ઉનાળામાં કમળા નામની એક સુન્દર કન્યા સાથે મદનનો વિવાહ થયો હતો. કમળાનો કંઠ મધુર હતો. તેનું હૃદય પ્રેમાળ હતું. તે બાર વર્ષની બાલિકા હતી. તેનું જેવું નામ હતું તેવો જ તેનામાં ગુણ હતો. કમળા તે કમળના જેવી જ સુન્દર હતી.

મદન અઢાર વર્ષનો હતો. પોતાની પ્રિયાને માટે એના મનમાં અભિમાન હતું; કદાચ કૉલેજના બીજા કોઈ પણ વિદ્યાર્થીને કમળા જેવી ગુણસંપન્ન સ્ત્રી નહીં મળી હોય. મદનના મનમાં અનેક વખત પોતાની પ્રિયતમાના વિચાર આવ્યા વિના રહેતા નહીં, પણ એ દૃઢ મનનો માણસ હતો. એણે પોતાના મનમાં વિચાર કીધો કે 'હું બી. એ. ની પરીક્ષામાં પાસ થઈશ, પછી કમળાના વિચાર કર્યા કરીશ.' કમળા એના અભ્યાસમાં વિક્ષેપ પડાવતી નહીં, પણ આ વર્ષે જાહેર રીતે એનું લગ્ન થયા પછી મદન સંપૂર્ણ સુખમાં નહોતો. લગ્નને પ્રસંગે– આપણા લોકો વધારે યોગ્ય રીતે જેને 'પાણિગ્રહણ' કહે છે તે પ્રસંગે–કમળાની કોમળ અંગુલીનો સુખકર સ્પર્શ એણે અનુભવ્યો હતો. મદનનું કમળા ઉપર ઘણું જ હેત હતું, અને તેની સાથે બે બોલ બોલવા માટે એ આતુર બની રહ્યો હતો. અંગ્રેજી નવલકથાઓમાં એણે 'પ્યાર કરવા' વિષે ઘણું વાંચ્યું હતું, અને એને પોતાને એવું કંઈક સુખ મેળવવાનો ઘણો ઉમંગ હતો. પણ મદનના દેશના લોકો એવા હતા કે તે જુવાન છોકરાઓ

પોતાની પરણેલી વહુ સાથે જરા વાતચીત કરે તે બીલકુલ યોગ્ય ગણતા નહીં.

દીવાળીના દિવસ હોવાથી મદનગોપાળ સાસરે ગયો. ત્યાં એને સારો આવકાર મળ્યો. સાંજની વખતે સઘળાં છોકરાંઓને કમળા અને મદનની સાથે ઘરની ગાડીમાં બેસીને લાઈટ જોવા જવાનું હતું. છોકરાંઓ વારેઘડીએ ઘોડાની પાસે જયાં કરતાં. ગાડીવાળો તેઓને દૂર રહેવાનું કહી કહીને કંટાળી ગયો હતો.

"બા, કમળા અને મદને કેવાં સારાં કપડાં પહેર્યાં છે ! પણ આ છોકરાંઓ એ બેઉને ઘણાં કાયર કરશે. મદનને અને એની વહુને એકલાં જ જવા દો તો શું ?" એમ અબદુલ રહેમાન ગાડીવાળાએ પોતાનાં શેઠાણીને (એટલે મદનનાં સાસુજીને) કહ્યું. આ વચનો મદનને કાને પડતાં તેને એ એવાં તો મીઠાં લાગ્યાં ! તેના મુખ ઉપર જે ગુલાબી આવી ગઈ તે છુપાવવાને તે આઘો ખસી ગયો.

"રહેમાન, તું મુસલમાન છે એટલે તને અમારા હિન્દુ લોકના રીતરિવાજનું કંઈ ભાન નથી. મદન અને નાની સરખી કમળા બેઉ એકલાં લાઈટ જોવા જાય એવો વિચાર જ તને કેમ આવે છે ?" એ પ્રમાણે શેઠાણીએ જવાબ આપ્યો. સાસુજીનાં સઘળાં છોકરાંઓના કંટાળાભરેલા સાથમાં મદનને તે રાતે જવું પડયું.

સસરાજીના આમંત્રણને માન આપીને દીવાળીના

દિવસોમાં સાસરે જવાની મદને હા કહી હતી તે કમળાને મળવાના મીઠા મનોરથને લીધે જ. એ મનોરથ સફળ થવાનો સંભવ હવે નહીં જેવો જ હતો. દીવાળીના દિવસોમાં સઘળા આનન્દમાં રહે ત્યારે એના મુખ ઉપર ગમગીની પથરાઈ ગઈ હતી.

હજી સહેજસાજ ઉમેદ રહેતી હતી. બીજું કોઈ ન હોય એવો વખત સાધીને મદને પોતાના હૃદયની રાણીને મળવાનો લાગ લીધો. પણ એ બિચારો નિષ્ફળ થયો. કમળા ઘણી બીકણ અને શરમાળ હતી. પતિની સાથે બોલવાની તેની હિંમત ચાલી શકી નહીં. મદન ઘણો ગુંચવાયો. અન્તે તેને એકલી રહેવા દઈને જ એ ચાલતો થયો. એનું દુઃખ અસહ્ય હતું, પણ ટેનિસનના એક કાવ્યમાં એવા જ પ્રસંગનું એક વર્ણન આપ્યું છે તે પંક્તિઓનું સ્મરણ કરીને એ પોતાના દુઃખનો ભાર ઓછો કરવા લાગ્યો.

બીજે દિવસે મદનગોપાળ પોતાના ઘર તરફ પાછો વળ્યો. વરના જવાને લીધે છૂપા નિઃશ્વાસ નાંખતી કમળાની કોમળ આકૃતિ ઉપરના ઝરૂખામાં ઊભેલી જણાતી હતી તે તરફ એનું લક્ષ નહોતું ગયું એમ નહોતું. એક વખતે પોતે કમળાનો કુલ માલીક થવાનો છે એ મદનગોપાળ સારી રીતે સમજતો હતો. છતાં મીઠી કમળા સાથે, તેર વર્ષની નાજુક અને સુન્દર બાળા સાથે એક શબ્દ પણ બોલાય નહીં એ કેવું કમનસીબ !

નવેમ્બર મહિનાના ત્રીજા અઠવાડિયામાં મદનની પરીક્ષા પૂરી થઈ. શનિવારે નિરાંતે સાબુ ચોળી કરીને એ નાહ્યો અને પેટ ભરીને સારૂં ભોજન જમ્યો. તે દિવસે એ આનન્દમાં હતો. પરીક્ષામાં એ ઠીક કરી આવ્યો હતો અને ઉંચે નંબરે પાસ થવાની એને ખાત્રી હતી.

પરીક્ષા પૂરી થઈ

પણ ઉદાસીનું કારણ તરત જ આવીને ઊભું રહ્યું. વહાલી કમળાને મળવા એ તળેઉપર થઈ રહ્યો હતો. સાસરેથી પાછું આમંત્રણ આવશે એ તો નક્કી જ હતું. ત્યાં જાય તો એ માત્ર કમળા તરફ દૃષ્ટિ ફેંકી શકે એટલું જ ! તેની સાથે બીલકુલ વાતચીત ન થાય એ કેવું ! જે દેશમાં પોતે જન્મ પામ્યો હતો, જે દેશમાં પોતે પોતાનું ઇચ્છેલું સુખ મેળવવાને આવો અસમર્થ હતો તે દેશને મદન ધિક્કારવા લાગ્યો.

થોડા વખતમાં પ્રેમી પુરુષનું દુ:ખ વિસરાવવાને તેના ત્રણ મિત્રો ત્યાં આગળ આવી પહોંચ્યા.

"આપણી પરીક્ષા પૂરી થઈ ગઈ છે એટલે હવે આપણે કંઈ ગમ્મત કરવી જોઈએ. કેમ, મદન ?" એ પ્રમાણે કૃષ્ણલાલે કહ્યું.

"હાસ્તો, આપણે કંઈ મઝાહ ઉડાવવી જોઇએ."

"આપણે તો કંઈ પાસ થવાની આશા રાખતા નથી. ઈતિહાસમાં મારાથી કંઈ બરાબર જવાબ આપી શકાયા

નથી. તો પણ રિઝલ્ટ જણાય ત્યાં સુધી હું પણ તમારા બધાની સાથે આનન્દમાં ભાગ લઈશ." એવું ભાસ્કરે કહ્યું.

"અને કેશવ, તેં કેમ કીધું છે ?" એમ મદને પૂછયું.

"મને તો ઇંગ્લિશની જ બીક છે. ઇંગ્લિશમાં હું લગાર કાચો છું તે તું જાણે છે જ કેની ?"

"મારે તો ઇંગ્લિશમાં કે ઇતિહાસમાં બીલકુલ બીક જેવું નથી, પણ સંસ્કૃતની મને બરાબર ખાત્રી નથી. સંસ્કૃતની તો મેં બહુ દરકાર જ કીધી નહોતી." એમ કૃષ્ણલાલે કહ્યું.

"અને મદન, તેં કેમ કીધું છે ?"

"મને તો એમ લાગે છે કે મેં ઠીક કીધું છે." એવું મદને શાન્તપણે કહ્યું.

સહુ પરીક્ષા વિષે વાત કરી પરવાર્યા હતા એટલે ઘડીભર મૌન રહ્યું. પછી કૃષ્ણલાલ બોલી ઊઠ્યો: "ચાલો, આ વખતે આપણે બોરીવલી જઈ આવીએ. ત્યાં આગળની ગુફાઓ છે તે ઘણી જોવા લાયક છે એમ કહેવાય છે. ત્યાં આગળ ફરીશું હરીશું, અને જોઇશું પણ ખરા. કેમ, મગન ! તું આવીશ કેની ?"

"હા, આપણે તો તૈયાર છીએ. તેં ગમ્મતનો રસ્તો ઠીક શોધી કાઢ્યો."

પછી તેઓ બોરીવલી જઈ આવ્યા, અને કેટલાક દિવસ સુધી વાતનો વિષય જેમાંથી મળે એવો અનુભવ અને એવું જ્ઞાન લઈ આવ્યા. આ એક સ્થળે તેઓ

જઈ આવ્યા એમ નહોતું. એટલામાં ને એટલામાં આવેલાં બીજાં અનેક સ્થળો જોઈ આવવાનો પ્લૅન તેઓએ ગોઠવી મૂક્યો હતો, અને રોજ સાંજે તેઓ ફરીને આવતા ત્યારે તેઓના જ્ઞાનમાં કંઈ ને કંઈ વધારો થયેલો હોયા વિના રહેતો નહીં.

પરીક્ષા પૂરી થયાને એક અઠવાડિયું થયું હતું.
શનિવારનો દિવસ હતો. મદન
આશ્ચર્ય અને આનન્દ સન્ધ્યાસ્નાન કરી પરવાર્યો હતો
અને નાસ્તો પણ લઈ ચૂક્યો હતો.
તડકો પડવા માંડ્યો હતો. મદન અડધી મીંચેલી આંખે શૂન્યતા તરફ જોઈ રહ્યો હતો. એટલામાં બારણાં ઠોકાયાં.

"કોણ ?"

"ટપાલ, સાહેબ."

"મોટા ભાઈનો કંઈ કાગળ આવ્યો જણાય છે" એવો વિચાર કરીને મદન ઊઠ્યો, બારણું ઉઘાડ્યું, અને એક સુશોભિત પરબીડિયું હાથમાં લીધું. એને તે પરબીડિયું વાંચીને આશ્ચર્ય ઊપજ્યું. એ કાગળ એના મોટા ભાઈ ઉપર નહોતો, પણ એના પોતાના ઉપર હતો. એ કોનો કાગળ હશે તેનો વિચાર એકદમ મદનના મનમાં સ્ફુરી આવ્યો, અને એ વિચાર ખરો પડ્યો. "હો, આ તો પેલી ઈનામની હરીફાઈને માટે ઈંગ્લાંડ પત્ર લખ્યો હતો તેનો જ જવાબ હોય એમ લાગે છે. મોટા ભાઈ કહેતા હતા કે જવાબ નહીં આવે, પણ આવ્યો ખરો!" મદને પરબીડિયું ફોડ્યું,

કાગળ કાઢ્યો, અને તે વાંચ્યો. અંદર નીચે પ્રમાણેનું લખાણ વાંચવામાં આવતાં એના મનની શી સ્થિતિ થઈ હશે તેનું ચિત્ર કોણ આપી શકશે ?

"સાહેબ,

ઈનામને માટેની હરીફાઇ માટે એક લીટી સાથે આવેલા આપના તા.—ના પત્રના જવાબમાં અમને જણાવતાં ઘણી ખુશી થાય છે કે એને માટે ખાસ નીમાયલા પરીક્ષકોએ તમારી લીટી ઉત્તમ છે એવો અભિપ્રાય આપ્યો છે. તે ઉપરથી અમે અમારા મુંબાઈના એજન્ટ ઉપર એક મોટોર-બાઈસિકલનું ઇનામ પૅક કરીને મોકલાવ્યું છે, તે તમને એ મોટોર-બાઇસિકલ વિનામૂલ્યે પહોંચતી કરશે.

આટલે દૂરથી અમારી આ હરીફાઈમાં તમે જે રસ લો છો તેની અમે પૂરેપૂરી કદર કરીએ છીએ.

અમારાં પ્રખ્યાત બિસ્કિટો માટે તમારો આશ્રય અમને મળશે એવી ઉમેદ રાખીએ છીએ.

લિ. સેવકો

**જ્યૉર્જ ટૉમ** ઍન્ડ બ્રધર્સ

તા. ક.–હરીફાઇને માટે નક્કી કરેલી મુદ્દત કરતાં ત્રણ દિવસ મોડો તમારો પત્ર અમને મળ્યો હતો. પણ પોસ્ટ ઑફીસના સંખ્યાબંધ ઑર્ડરોનો સ્વીકાર કરવામાં રોકાવાથી અમે એક અઠવાડિયાની મુદ્દત વધારી હતી તેથી તમે પણ ઈનામને માટે હરીફાઈમાં દાખલ થઈ શક્યા."

થોડા વખતમાં મદનગોપાળને એક મોટોર–બાઇસિકલ મળવાની! મદનના આનન્દનો પાર રહ્યો નહીં.

મદનની પાસે એક સાધારણ બાઇસિકલ તો હતી, પણ મોટોર–બાઇસિકલ વેચાતી લેવા જેટલા પૈસા એની પાસે હતા નહીં. પણ હવે એવી બાઇસિકલ એને મફ્ત મળવાની હતી એટલે તેને માટે પેટ્રોલિયમ વગેરે જરૂરની ચીજોના પૈસા તો એના બાપ તરફથી એને મળશે જ એવી એની ખાત્રી હતી, અને મોટોર–બાઇસિકલનો કેવી રીતે ઉપયોગ કરવો તે મદનને આવડતું હતું. એની નિશાળનો એક સાથી પૈસાદાર માણસનો છોકરો હતો તેની પાસેથી મદન એ બાઇસિકલ વિષે બધું શીખ્યું હતો, એટલું જ નહીં પણ બે ત્રણ વાર એ બાઇસિકલ પર બેસીને ફરી આવ્યો પણ હતો. એટલે એ મોટોર–બાઇસિકલના ઇનામના સમ્બન્ધમાં કોઈ પણ રીતની મુશ્કેલી હતી નહીં.

ઇંગ્લાંડથી મોકલેલા સામાનને મુંબાઈ આવતાં લગભગ એક મહિનો થાય છે.

પ્રેમની ઝડપ — અકટોબરમાં મદનગોપાળે ઇનામને માટેની હરીફાઈમાં ભાગ લીધો હતો. બાઇસિકલ મોકલાઈ ત્યાર પછી બે અઠવાડિયાં રહીને મદન ઉપર પેલો પત્ર ઇંગ્લાંડથી રવાના થયો હતો, એટલે મદનને કાગળ પહોંચ્યા પછી બે જ દિવસ રહીને બાઇસિકલ પણ મળી.

મુંબાઈના સઘળા યુવાનોમાં અત્યારે મદન જેવો ભાગ્યશાળી કોઈ પણ નહોતો. મોટોર–બાઈસિકલ જેવા ઝડપથી જનારા વાહનની મદદ વડે પોતાની પ્રિયાને મળી આવવા માટે મદન હવે અત્યન્ત આતુર બની રહ્યો.

પરીક્ષા પૂરી થયા પછી, મદને એક વાર કમળા જ્યાં રહેતી હતી તે ગામમાં છાનાંમાનાં જઈ આવવાનો વિચાર કીધો હતો. એ ગામ પાસેમાં પાસેના રેલ્વે સ્ટેશનથી દસ માઈલ દૂર હતું. સ્ટેશનથી એ ગામ સુધીને રસ્તે બાંધેલી સડક હતી, અને કમળાના બાપ જ્યાં રહેતા હતા ત્યાં સ્ટેશનથી જતાં બે કલાક કરતાં વધારે વખત લાગે એમ હતું. એક સ્ટેશનથી બીજા સ્ટેશનની ટ્રેનની મુસાફરી ૬૫ માઈલની કરવાની હતી. મેલ ટ્રેન રાતે ગમે તેવે વખતે જતી એટલે તેમાં જવાનો તો સંભવ જ નહોતો. બીજી બધી પૅસેન્જર ટ્રેનોને એટલું અન્તર કાપતાં લગભગ ત્રણ કલાક થતા. આવી રીતે પાંચ કલાક લાગે એમ હતું અને ટ્રેનનો વખત પણ કઢંગો હતો એટલે કમળા એકલી હોય તેવે વખતે એને છાનાંમાનાં મળીને સાંજ પહેલાં ઘેર પાછાં અવાય એવું મદનથી બની શકે એમ નહોતું.

પણ હવે એની પાસે મોટોર–બાઇસિકલ આવી હતી એટલે વસ્તુસ્થિતિ તદ્દન બદલાઈ ગઈ હતી. મદનના સાસરા તરફ જતી બીજી એક મોટી સડક હતી. એ સડકેથી જતાં સાઠ માઈલનું અન્તર કાપવું પડે એમ

હતું. મદન બાઈસિકલ ચલાવવામાં ઘણો હોંશિયાર હતો. એક વખતે એને બાઇસિકલની શરતમાં ઈનામ પણ મળ્યું હતું. મોટોર બાઈસિકલ પર બેસીને કલાકના ત્રીસ માઇલ એ કાપી શકે એમ હતું. વખતે કોઇ કોઈ સ્થળે અચાનક થોભવું પડે તેને માટે છૂટ મૂકીએ તો પણ મુંબાઈથી નીકળ્યા પછી ત્રણ કલાકમાં મદનને પોતાની પ્રિયાનાં દર્શનનો લાભ મળ્યા વિના રહે નહીં એમ હતું. એની બાઈસિકલ નવી હતી એટલે તે એને અધવચ રસ્તામાં ફસાવી પાડે એવો સંભવ નહોતો.

કમળા જ્યાં રહેતી હતી ત્યાં આગળ એક કન્યાશાળા હતી. તે હમણાં દિનપ્રતિદિન સંગીન કામમાં વધારો કર્યાં કરતી હતી. એક પૈસાદાર માણસે નિશાળના ઉપયોગને માટે એક રોણકદાર મકાન પોતાને ખર્ચે બંધાવી આપ્યું હતું. ત્યાં આગળ અંગ્રેજી પણ ચોથા ધોરણ સુધી શિખવવામાં આવતું હતું. કમળાનાં દાદીમા જૂના વિચારનાં હતાં. તેની સખ્તાઈને લીધે કમળાને નિશાળમાંથી ઉઠાડી મૂકવામાં આવી હતી; પણ એનો મદનની સાથે વિવાહ થયો ત્યાર પછી મદનના મોટા ભાઈની સૂચના અનુસાર એને પાછી નિશાળે મોકલવામાં આવતી હતી. તેર વર્ષની બાળકી અત્યારે ચોથા ધોરણમાં હતી. પ્રતિષ્ઠિત માણસો નિશાળ જોવા આવતા તેને એ છોકરી બતાવવામાં આવતી અને એનાં વખાણ કરવામાં આવતાં.

નિશાળ સવારે સાતથી દશ અને સાંજે ત્રણથી પાંચ એમ બે વાર થતી. મદનગોપાળનો વિચાર સવારે છ વાગે

ઘેરથી નીકળીને નવેકને સુમારે એ નિશાળ આગળ આવી પહોંચવાનો હતો. ત્યાંથી કમળાને લઈને કેટલાક કલાક સુધી તેની સાથે મઝાહ મારવી અને સાંજે પાછા મુંબાઈ તરફ પાછા વળવું એવી એની ધારણા હતી.

જે પ્રેમ મદનને મોટોર–બાઇસિકલ પર બેસાડીને કલાકના ત્રીસ માઈલની ઝડપે ચલાવતો હતો તે પ્રેમ નહીં, પણ એક પ્રકારનું ગાંડપણ જ હતું.

એક સવારે આકાશ સ્વચ્છ હતું અને રક્ત વર્ણના સૂર્યનારાયણ ક્ષિતિજ ઉપર દૃશ્યમાન થયા હતા અને જીવન અને જાગૃતિ આપનારાં કિરણોનું તેજ આપી રહ્યા હતા તે વખતે મદનગોપાળ પોતાની પ્રિયાને છૂપી રીતે મળવા માટે દોડતો જવાને તૈયાર થઈ ગયો હતો.

આગલે દિવસે મદને એક મોટી કંપનીમાંથી રબર
ટાયરનાં ચળકતાં પૈડાંવાળી
આર્થરના દરબારનો વીર નર નેતરની સુશોભિત ગાડી ભાડે
લીધી હતી. એક રાત સુધી
સાચવી રાખવા માટે એ ગાડી એણે પોતાના મિત્ર કૃષ્ણલાલને સોંપી હતી. સવારના પહોરમાં મદને એ ગાડી પોતાની બાઈસિકલ સાથે લગાવી દીધી, અને કમળાની પાસે એ જાય ત્યારે કમળાને બેસવા માટે એ ઉપયોગમાં આવે એવા હેતુથી તે ગાડી પોતાની સાથે લઈને એ નીકળી પડ્યો.

મદનગોપાળે તે વખતે ભપકાબંધ ડ્રેસ પહેર્યો હતો. એક સુન્દર ટોપી એના મસ્તકને શોભાવી રહી હતી,

અને તે ટોપી પાછળનું પૂંછડું રોફબંધ લટકી રહ્યું હતું. કમળા જો એના આવવા વિષે જાણતી હોત અને પોતાના પ્રિયતમ પ્રભુને માટે અત્યન્ત આતુર બનીને રાહ જોઈ રહી હોત તો પૃથ્વી ઉપર એવા લાયક જુવાનને માટે રાહ જોવાનો ધન્ય અધિકાર એનો એકલીનો જ હોત.

એ મોટી સડક ઉપર બન્ને તરફ ઝાડ પાસે પાસે આવી રહ્યાં હતાં. એ ઝાડ ઘણાં કદાવર હતાં. વડ, આંબો, પીપળો, એવાં એવાં અનેક ઝાડ હતાં. તેની ઘટાને લીધે સૂર્યનાં કરડાં કિરણોનો સખ્ત તાપ એ રસ્તા પર બીલકુલ જણાતો નહીં. આજની સવારે મદન એ રસ્તા પર થઈને જતો હતો ત્યારે ઝાડનાં ઝુંડોને ભેદીને પ્રવેશ કરવાની હિંમત સૂર્યનારાયણની ચાલતી નહોતી, અને એના મુખ ઉપર કંઈ ઓર જ આનન્દ ઝળકી રહ્યો હતો.

મદને કેટલાક માઈલનું અન્તર કાપ્યું એટલે એ એક ગામ આગળ આવી પહોંચ્યો. એક મોટો ધર્મનો વરઘોડો ત્યાં આગળ થઈને જતો હતો એટલે એને કેટલોક વખત સુધી ત્યાં આગળ થોભવું પડ્યું. ત્યાં એક ઝૂંપડું હતું. એ ઝૂંપડાના દરવાજા આગળ એક બુઢ્ઢો ખેડૂત બેઠો હતો. તેની દાઢી સફેદ હતી. તેને માથે તાલ પડી હતી. તેની પાસે એક ખુબસુરત નાની સરખી છોકરી નીચું મોં રાખીને ઊભી હતી. એ પેલા બુઢ્ઢા માણસના છોકરાની છોકરી હતી. એ છોકરીનો

બાપ વર્ષ દિવસ પર મૃત્યુ પામ્યો હતો, અને તેની મા પણ થોડા દિવસમાં તેની પાછળ સિધાવી હતી.

માબાપ વગરની એ નિરાધાર છોડી તરફ મદનનું લક્ષ ગયું. પેલો બુઢ્ઢો માણસ ઘણો જ અસ્વસ્થ જણાતો હતો. જે જમીનના ટુકડા ઉપર દર વર્ષે એ દાણો વાવતો હતો તે ઉપરનો સરકારી વેરો ભરવા માટે એણે પોતાની પૌત્રીનાં અરિંગ ગીરો મૂકીને થોડાક રૂપીઆ મેળવ્યા હતા.

એ એરિંગ છોકરીને પોતાના વરની પાસેથી મળ્યાં હતાં. બુઢ્ઢાની પાસે એ જ દિવસે સાંજે જમાઈરાજ આવવાના હતા, અને છોકરીના કાનમાં એરિંગ નહીં દીઠામાં આવશે તો શું પરિણામ આવશે તેના વિચારથી એ ત્રાસ પામતો હતો.

થોડાક પ્રશ્ન પૂછવાથી મદનને આ સઘળી હકીગતની ખબર પડી. જે રકમને માટે એરિંગ ગીરો મૂકવામાં આવ્યાં હતાં તે રકમ મોટી નહોતી. પેલી છોકરીને માટે એરિંગ પાછાં મેળવવા માટે જેટલી રકમ જોઈએ તેના કરતાં ત્રણગણી રકમ 'વખતે અચાનક જરૂર પડે' એમ કરીને મદને પોતાની પાસે રાખી હતી. ઉદાર મદને જોઈતી રકમ બુઢ્ઢાને આપી અને કહ્યું: 'આ લે, અને તારા છોકરાની છોકરી માટે એરિંગ પાછાં લઈ આવ. એ રકમ મને પાછી આપવી જ એવો જો તારો આગ્રહ હોય તો તારી ફુરસદે તું તે પ્રમાણે કરજે. પણ એ વિષે તું કંઈ ફિકર ચિન્ત રાખીશ નહીં."

ઈશ્વરની પેલા રંક માણસ તરફ આ જે કૃપા થઈ તે કેવળ અણધારી હતી. અસલના રાજાઓ પોતાના રાજ્યમાં જે રહેતા હોય તેને ખુશીથી મદદ કરતા એવું એણે વાર્તાઓમાં વાંચ્યું હતું. શું મદનગોપાળ કોઈ રાજા હતો? ખરેખર, રાજાના જેવો રૂપાળો તો એ હતો જ, અને એની રીતભાત પણ રાજાને શોભે તેવી જ હતી. પોતે એક સાધારણ માણસ છે એવી પેલા બુઢ્ઢાની ખાત્રી કરી આપતાં મદનને વાર લાગી.

આવતી મોસમમાં એ રકમ મદનને પાછી આપવાની એ ખેડૂતને પૂરેપૂરી ઉમેદ હતી. અત્યારે તો એ મદનને પગે પડ્યો (મદન બ્રાહ્મણ હતો), એને પોતાના કલ્યાણકર્તા તરીકે પૂજવા લાગ્યો, અને અંતઃકરણથી આશીર્વાદ દેવા લાગ્યો.

મદનગોપાળ પોતાના માર્ગમાં પાછો ઝડપથી ચાલતો થયો. અત્યારે પોતે જાણે આર્થરની દરબારનો વીર નર લેન્સલોટ હોય એવું અભિમાન એના છોકરવાદી હૃદયમાં આવી ગયું હતું. એ લેન્સલોટ દુઃખી માણસોનું કેવું રક્ષણ કરતો અને રાણી ઉપર એનો કેવો પ્રેમ હતો તે એણે વાંચ્યું હતું. આજની સવારે મદનગોપાળે એક રંક ખેડૂતને દુઃખમાંથી બચાવ્યો હતો.

એની રાણીના વિચાર અત્યારે એના હૃદયમાં રમી રહ્યા હતા. આગળ કોઈ પણ જગાએ એ અટક્યો નહીં. આખરે પેલા ગામની કન્યાશાળા આગળ એ આવી પહોંચ્યો, અને સુગન્ધીદાર વેલાઓથી શણગારાયલાં

નિશાળનાં રમણીય દ્વાર આગળ મદનગોપાળ ઊભો રહ્યો.

કન્યાશાળા આગળ સર્વત્ર શાન્તિ વ્યાપી રહી હતી. એ શાળાનાં દ્વાર દીધેલાં હતાં. મોટી નાદાની એક પણ છોકરી ત્યાં દીઠામાં આવતી નહોતી. આ બધાંનો અર્થ શો? મદને આજે પ્રથમ જ ઘડિયાળ કાઢીને તે તરફ જોયું. જોતાં એને જણાયું કે અગિયાર વાગ્યા હતા! નિશાળ દશ વાગે બંધ થતી, એટલે તેનો કોલાહલ અત્યારે શાન્ત થઈ ગયો હતો. મદન મોડામાં મોડો નવ વાગે આ સ્થળે પહોંચવાની ઉમેદ રાખતો હતો. ત્યારે આમ કેમ થયું? મોટોર–બાઇસિકલ પર બેસીને એ ઝપાટાબંધ નહોતો આવ્યો? એણે બાઇસિકલની ઝડપ ઓછીવત્તી કરવાના યંત્ર તરફ નજર કરી. એ યંત્રનો કાંટો ક્યાં હતો? '**કલાકના વીસ માઇલ!**' ઉતાવળમાં યંત્રને બરાબર મૂકવાનું એ ભૂલી ગયો હતો. વચમાં થોડો વખત એને રોકાવું પડયું હતું. કોઇ કોઈ જગાએ સવારના પહોરમાં ચરવા નીકળી પડેલાં બકરાંઓ અને ગાયોનાં ટોળાંને લીધે અને સાંકડી સડકોમાંથી જતાં ગાડાંઓની હારને લીધે એને થોભવું પડયું હતું.

એના પ્રેમાળ હૃદયની સઘળી આશાઓ ભાંગીને ભુકો થઈ ગઈ. વળી એક વિચાર આવતાં મદનના દુઃખમાં ઘણો વધારો થયો. ધારો કે એ નિશાળ આગળ નવ વાગે આવી પહોંચ્યો હોત, તો પણ કમળાને

એ કેવી રીતે મળી શકત ? એની બહેનપણીઓ એની મશ્કરી કરત. એ પોતે બિચારી ઘણી મુંઝવણમાં આવી પડત. મદનગોપાળ કરીને એક છોકરો એની વહુ સાથે વાત કરવાના ઈરાદાથી નિશાળ આગળ આવ્યો હતો એમ સાંભળીને સહુ કોઈ ખડખડ હસ્યા વિના રહેત નહીં. પોતે કેવું ઉદ્ધત પગલું ભર્યું હતું, કેવું નાદાનીભરેલું કૃત્ય કર્યું હતું તેનો મદનને અત્યારે વિચાર આવ્યો. એક ગાંડી ઇચ્છાને ખાતર ઘરથી સાઠ માઈલ દૂર છાનોમાનો નાસી આવ્યો એ એની કેટલી મૂર્ખતા ! પોતે ગમે તેટલો પણ મુંબાઇનો રહેવાસી હતો એ વાતનું એને સ્મરણ થયું. અંગ્રેજી છાપાઓમાં પ્રેમની જે વાતો વાંચેલી તેનાથી ગમે તેમ દોરવાઈ જવું એ કેવી છોકરવાદી છે એમ એને લાગ્યું. મદન હવે સમજ્યો કે 'આ દેશના બીજા કોઈ પણ જુવાનના કરતાં વધારે સુખ મેળવવાની મેં ઇચ્છા રાખી તે મારી મોટી ભૂલ હતી.' "દરેક જુવાનનું થાય છે તેમ એક મૂર્ખાઇભરેલી રૂઢિ પ્રમાણે બે ત્રણ વર્ષ પછી ઓરડી કાઢ્યાનો પ્રસંગ મોટા ઠાઠમાઠ સાથે ઉજવવામાં આવશે. મારી આજની વર્તણુક જો લોકોના જાણવામાં આવી તો મારી ફજેતી થવામાં કંઈ પણ બાકી રહેશે નહીં. જે સુખ અપ્રાપ્ય છે તે પ્રાપ્ત કરવા માટે, છઠ્ઠીના લેખ મિથ્યા કરવા માટે હું વ્યર્થ પ્રયત્ન કરી રહ્યો છું. અત્યાર સુધી, નમ્રતા, વિનય, અને સાધુતા મારામાં છે એમ ગણીને વૃદ્ધ માણસો પણ મારા તરફ સ્નેહની દૃષ્ટિથી

જોતા હતા; પણ હવે આ મારી મોટી નાદાનીને લીધે લોકોમાં જ્યાં ત્યાં મારી વાતો થશે." એવા એવા અનેક વિચારો મદનના મનમાં આવવા લાગ્યા. હમેશાં એ આનન્દી સ્વભાવનો હતો, પણ કમળાને જ્યારથી જોઈ ત્યારથી તેના પરનો પ્રેમ એવો વિજયી નીવડ્યો હતો કે પ્રત્યેક ક્ષણે એ દુઃખના દરિયામાં ગરકાવ થઈ જતો.

એ પોતાની જાત પર ચીઢવાયો, એ પોતાની મૂર્ખતા પર ચીઢવાયો, એ પોતાની ઉદ્ધતાઈ અને નાદાની પર ચીઢવાયો. એ પોતાના દેશ પર ચીઢવાયો, એ પોતાની સાસુ પર ચીઢવાયો, એ પોતાની નવી મોટોર સાઈકલ ઉપર પણ ચીઢવાયો!

કન્યાશાળા છોડીને જે રસ્તેથી પોતે આવ્યો હતો તે રસ્તા તરફ એ પાછો ફર્યો. એ તદ્દન થાકી ગયો હતો. તરત પાછા ઘર તરફ જવા જેટલું જોર એનામા રહ્યું નહોતું. કન્યાશાળાની એક બાજુએ નજીકમાં એક પીપળાનું ઝાડ હતું તેની છાયા નીચે એ જઈને ઊભો રહ્યો. ત્યાં માણસોની અવરજવર નહીં જેવી જ હતી. એ સ્થળે મદને પોતાની બાઈસિકલ થોભાવી, પેલી ગાડીમાં પોતે પડચો, અને દુઃખના વિચારોમાં ગરક થઈ ગયો.

હિન્દુસ્તાનમાં જીવનની શરૂઆત દરરોજ સવારના પહોરમાં થાય છે, મધ્યાહ્નકાળે તેનો વ્યાપાર શમી જાય છે, અને પાછલે પહોરે બેએકને સુમારે સૂર્યનો તડકો જરા ઓછો સખ્ત થવા માંડે એટલે પાછું જીવન શરૂ થાય છે. મદન જે રસ્તા પર ગાડીમાં સૂતો હતો ત્યાં

અત્યારે તદ્દન શાન્તિ પથરાઈ રહી હતી, અને એની ગમગીનીમાં વિક્ષેપ પડાવે એવું કોઈ પણ ત્યાં હતું નહીં. આગલી રાતે પ્રિયાને મળવાના લોભમાં મદને આંખ પણ મીંચી નહોતી, વળી સાઠ માઈલની મુસાફરીનો શ્રમ એને લાગ્યો હતો, એટલે બપોરની વખતે અત્યારે એની આંખ મીંચાઈ.

મદનગોપાળ અત્યારે આ એકાન્ત સ્થળમાં આંખ મીંચીને પડ્યો હતો, દુનિયાએ એને વ્હીલો મૂક્યો હતો, કમળાએ એના તરફ જોયું નહોતું, એ નિરાશ થયો હતો, એનું સુન્દર મુખ કરમાઈ ગયું હતું:—આ વખતનું ચિત્ર કોઈ કુશળ ચિતારો હોય તે જ એની કલ્પના વડે ચીતરી શકે.

મદનના મીઠા મનોરથ પૂર્ણ થયા

અઢી વાગ્યા. ધીરે ધીરે રસ્તામાં નવું જીવન આવ્યાનાં ચિહ્ન જણાવા લાગ્યાં. એક ખખડતી ગાડી પાસે આવી, પણ તેનાં પૈડાંનો અવાજ મદનને કાને પડ્યો નહીં, એટલો બધો એ વિચારમાં લીન થઈ ગયો હતો.

"સલામ સાહેબ" એ શબ્દો એને કાને પડ્યા. ગાડી ઊભી રહી હતી.

મદનનો જીવ એવો અસ્વસ્થ થયો હતો કે એને બરાબર ઊંઘ આવી નહીં, અને 'સલામ' એ શબ્દ કાને પડતાં એણે આંખ અડધી ઉઘાડી.

"શેઠ, તમે અહીં ક્યાંથી આવી પહોંચ્યા ?"

મદનને અવાજ પરિચિત લાગ્યો. ધીમેથી એણે જવાબ આપ્યો :

"એક ગાંડા વિચારને લીધે હું આ તરફ આવ્યો."

"શેઠ, આવી બાઈસિકલ તમે ક્યારે ખરીદ કરી ?" પેલાએ પૂછ્યું.

"ઈંગ્લાંડના એક મૂર્ખા દુકાનવાળાએ મને એ ભેટ આપી અને મને ગાંડો બનાવી મૂક્યો." એ પ્રમાણે મદન બડબડ્યો.

ગાડીમાં જે માણસ હતું તેને મદનના આ બેઉ જવાબ ઘણા વિચિત્ર લાગ્યા. તે ગભરાઈ, તે ગાડીમાંથી નીચે ઊતરી. તેની બંગડીઓના અવાજથી મદન જાગ્રત્ થઈ ગયો.

"આ તે સ્વપ્ન કે સાચું ? શું હું અહીં કમળાને જોઉં છું ?" એમ એ બોલી ઊઠ્યો.

કમળા મદનની સામે જ ઊભી રહી.

"તું અહીં ક્યાંથી આવી ?" એમ ઝોકાં ખાતો મદન બોલ્યો.

આ પ્રશ્નથી આશ્ચર્ય પામીને કમળાએ તરત જવાબ વાળ્યો કે "હું નિશાળે જાઉં છું."

"તારે પાછલે પહોરે નિશાળે જવાનું હોય છે તે તો હું ભૂલી જ ગયો હતો." દુઃખના દરદમાં મદન ખરેખર એ વાત ભૂલી જ ગયો હતો.

દુનિયામાં અગાઉ કદી ન જોયેલો એવો નવો પ્રકાશ એના પર પડવા લાગ્યો, નવો રંગ એના ગાલ પર આવી રહ્યો.

"પણ આ વખતે અહીં–"

'તમે ક્યાંથી આવી પહોંચ્યા?' એટલું બોલતાં શરમને લીધે કમળા ખંચકાતી હતી. એટલામાં જ મદને કહ્યું :

"એ બધું હું તને કહીશ. આજે તો તું મારી સાથે છૂટથી વાત કરે છે."

એક મધુરૂં સ્મિત કમળાના કોમળ મુખ ઉપર આવીને ઊડી ગયું.

"નિશાળમાં આજે તું નહીં જાય તો ચાલે એવું છે કેની?"

"હું મારી ક્લાસમાં 'મોનિટ્રેસ' છું–"

"એટલે તો તું નહીં જાય તો તને કોઈ કહેનાર નથી" એમ મદન બોલી ઊઠ્યો.

"હા, એમ જ" એવું મોઢેથી બોલ્યા વિના કમળાએ સૂચવ્યું.

મદન કમળાની સાથે વાત કરતો હતો તે વખતે બેઉ રસ્તા પર જ હતાં. એ રસ્તા પર હવે ઘોંઘાટ વધવા માંડ્યો હતો. મદનને એ ઘોંઘાટમાંથી દૂર જવાની ઈચ્છા હતી. અબદુલ રહેમાનના હાથમાં એણે રૂપાનાણું મૂક્યું, અને બેઉ જણ પાછાં આવે ત્યાં સુધી ઝાડ નીચે છુપાઈ રહેવાનું એને કહ્યું.

"તું આ ગાડીમાં બેસજે, આપણે પેલા બગીચામાં જઈએ."

ગર્વથી ફુલાતો મદન પોતાની સુન્દર સ્ત્રીને એક એકાન્ત બગીચા તરફ લઈ જતો હતો. ગાડી અને ઘોડો એક જગાએ સહીસલામત ઊભાં હતાં અને અબદુલ રહેમાન બીજી જગાએ તાડીવાળાની દુકાનમાં સહીસલામત બેઠો હતો.

બગીચો રમણીય હતો. તેમાં એક તળાવ હતું. તેનું પાણી નિર્મળ હતું. તેના પર કમળો આવી રહ્યાં હતાં, ત્યાં આગળ ઝાડ પણ પુષ્કળ હતાં અને ચંપેલી અને ગુલાબનાં પુષ્પોનો પરિમલ ચોપાસ પ્રસરી રહ્યો હતો, ત્યાં એક માંડવા હેઠળ એક આરસના પત્થર ઉપર બેસીને મદનગોપાળ અને તેની કમળા, એ સુન્દર જોડી જીવનની ધન્ય ક્ષણોનો મીઠો અનુભવ મેળવી રહી હતી.

પોતાને મોટોર–બાઇસિકલ કેવી રીતે મળી, છાનાંમાનાં આવવાનો વિચાર કેવી રીતે થયો, રસ્તામાં કેવા કેવા અનુભવ મળ્યા, અને નિશાળ આગળ પહોંચતાં કેવી નિરાશા થઈ એ સઘળો વૃત્તાન્ત મદન સંક્ષેપમાં કહી ગયો, અને કમળા તે આતુરતાથી સાંભળી રહી.

કમળાનું શરમાળપણું ઝડપથી જતું રહેવા માંડ્યું. મદનનો પ્રેમ જોઇને તેનું હૃદય પીગળી ગયું. તેને સુખ આપવાનો ધર્મ તેને જણાયો. તેણે આસપાસથી કેટલાંક પુષ્પો એકઠાં કરીને તે મદનને આપ્યાં. કમળાના હસ્તથી મળેલી પુષ્પકળીઓમાં કંઈ નવું જ જીવન જગવવાની શક્તિ હોય એવું મદનને લાગ્યું.

"મને તો ચંપેલીનાં ફુલ સૌથી વધારે ગમે છે" એમ કમળાએ કહ્યું.

"ખરેખર,—એના જેવાં સુગન્ધીદાર ફુલ થોડાં જ હશે. કોઈ કોઈ સ્થળે તો એ ફુલ બીલકુલ થતાં જ નથી."

"હું ધારૂં છું કે ઠંડા દેશોમાં એ નહીં થતાં હોય. ચંપેલીની સુગન્ધનો જેને અનુભવ ન થતો હોય તે લોકો કમનસીબ તો ખરા જ."

પુષ્પો અને છોડવાઓ વિષે, સૂર્ય, ચન્દ્ર, અને તારાઓ વિષે, પુરાણના વીર નરો અને વીરાંગનાઓ વિષે દંપતીને ઘણી ઘણી વાતો કરવાની હતી.

મદન હજી જમ્યો નથી એ વાત તરફ કમળાનું લક્ષ ગયું એટલે પાસે માળી રહેતો હતો તેની પાસેથી એ થોડાં કેળાં લઈ આવી, તેની છાલ ઉતારી, મદનના સાઈકલની સાથે બિસ્કિટ બાંધ્યાં હતાં તે છોડયાં, અને એક કમળના પાંદડાં ઉપર મૂકીને તે મદનને ખાવા માટે આપ્યું. ખોરાક સાદો હતો અને મદનને તે ઘણો સ્વાદિષ્ઠ લાગ્યો.

જેની સાથે વાત કરવાને એ ઘણો વખત થયાં તલસતો હતો તે વહાલી કમળાની સાથે વાર્તાવિલાસમાં મદન પોતાનો વખત ગાળતો હતો એટલામાં ઘંટડીઓનો રણકાર એને કાને પડયો.

"એ તો છ વાગે જે ટપાલ વેચાય છે તે લઈ જનારો ટપાલી છે." એમ કમળા બોલી ઊઠી.

મદને ઘડિયાળ કાઢીને જોયું તો તેમાં સાડાપાંચ વાગ્યા હતા! દશ મિનિટથી વધારે વખત નહીં થયો હોય એમ એને લાગતું હતું ત્યારે ત્રણ કલાક થઈ ગયા હતા! કર્તવ્યને લીધે વિલાસ છોડવાની એને જરૂર હતી. એને મુંબાઈ જવાનું હતું. એ ઊભો થયો અને સાઈકલ તરફ થોડાં ડગલાં ચાલ્યો.

આ વખતે કમળાનો પ્રેમ સંપૂર્ણ વેગથી ધસી આવ્યો. તે પોતાના નાથની પાસે દોડી, તેની પહોળી છાતી ઉપર પોતાનું માથું ટેકવ્યું, તેનાં તેજદાર નયન તરફ જોઈ રહી, અને નરમાશથી બોલી કે "પેલું એન્જીન ન ભૂલી જતા, હોં." વાતચીત દરમિયાન મદને કોલસા અને પાણી વડે ચાલતું એક નાનું સરખું રેલ્વે એન્જીન કમળાને ભેટ તરીકે આપવાનું વચન આપ્યું હતું. મદનને પોતાને એ એન્જીન કૉલેજમાં પદાર્થવિજ્ઞાનના પ્રયોગોમાં એની કુશળતાને લીધે ઈનામ તરીકે મળ્યું હતું. એણે કમળાને નિશ્ચયપૂર્વક કહ્યું કે "એ એન્જીન હું કોઈ દહાડો પણ ભૂલી જાઉં એમ તું ધારીશ નહીં. હવે હું જ્યારે અહીં આવીશ ત્યારે જરૂર તે લેતો આવીશ."

મદન આવ્યો એટલામાં પાક્કો અબદુલ રહેમાન ઝાડ આગળ આવી પહોંચ્યો હતો. મદન અને કમળા બેઉ છૂટાં પડ્યાં.

મદનગોપાળનો મીઠો મનોરથ પૂર્ણ થયો હતો!

ઘડિયાળમાં આઠ ટકોરા થયા તે વખતે મદન ઘેર પહોંચ્યો.

"મોટોર–બાઈસિકલ આવી એટલે તો તેં ખૂબ આઘે જવા માંડયું એમ જણાય છે" એ પ્રમાણે મદનના મોટા ભાઈએ કહ્યું. કંઈક છૂપા આનન્દથી મલકાતો મદન મૂગો જ રહ્યો.

મદનના સાસુ સસરાને 'મદન કમળાને મળવા આવી ગયો' તે વાતની ખબર પડી (એ ખબર અબદુલ તેઓને આપ્યા વગર રહ્યો નહીં). ત્યાર પછી શું થયું તે ન કહેવામાં આવે તો કદાચ આ વાત સંપૂર્ણ થયેલી ગણાશે નહીં. પોતાની છોકરી ઉપર મદનનું આટલું હેત છે એમ જોઈને સાસુજી ઘણાં હરખાયાં. સસરાજી અસંકુચિત દૃષ્ટિના હતા. તેણે જોયું કે મદન એક વિલક્ષણ છોકરો છે. સસરા તરફથી જે કીમતી ભોજન તૈયાર કરાવવામાં આવતું તેના કરતાં કોઈ વધારે કીમતી ચીજ તરફ તેનું લક્ષ હતું. સસરાએ થોડા દિવસ પછી જમાઈરાજ પર કાગળ લખ્યો તેમાં લખ્યું કે,—

સ્થળ............

તા............

ચિ. મદનલાલ,

તમને અહીં આવેલા જોવાને અત્રે સર્વ ઘણાં આતુર છે. હાલ તમારે રજા છે એટલે મને પાકી ઉમેદ છે કે અત્રે આવી જવું તમને અનુકૂળ પડયા વિના રહેશે નહીં.

અમારા બગીચાની જોડે હાલ અમે એક બંગલી વધારી છે. તે તમારી વપરાશને માટે તમને જ સોંપવામાં આવશે.

થોડા વખતમાં તમને અત્રે જોવાની અમે આશ રાખીએ છીએ.

લિ.................................ના

આશીર્વાદ

બંગલી મદનને ઘણી કીમતી હતી. કમળાનો સહવા ત્યાં એને મળી શકશે એમ એ સમજતો હતો. મદનગોપા સાસરે ગયો પણ ખરો. હવે કમળા એને એકલી સોંપાય એવી સ્થિતિ નહોતી. એણે તેને પેલું એન્જી આપ્યું, અને વિજ્ઞાન( સાયન્સ )ના અનેક ચમત્કારો તેને ઉત્સાહથી શિખવતો. બુદ્ધિમાન્ બાળા પોતાના ગાય વડે એને ખુશ કરતી અને મદન પોતાની સુન્દર સહચરીન પ્રતાપ વડે વીણા વગેરે વાજિંત્ર વગાડતાં પણ શીખ્યો.

મદને જે રજાના દિવસો કમળાની સાથે આનન્દમ ગાળ્યા તે કદી પણ ન ભૂલાય એવા હતા. "ચંપેલીન પુષ્પ જેવા" તે મધુર હતા.

(ઇંડિયન લેડીઝ મેગેઝીનની એક વાર્તા ઉપરથી,
ગુજરાતી પંચ કોરોનેશન અંક, ઇ. સ. ૧૯૧૧

તમે આનન્દમાં રહો, મારા મિત્ર! તમે આવા ઉદાસ શાથી જણાઓ છો ?

તમારી ઉદાસી કોઈ દુઃખને લીધે જ હશે એ હું જાણું છું. એ દુઃખને હું હસી કાઢવા માંગતો નથી. પણ મને કહેશો, દુઃખ જગતમાં ક્યાં આગળ નથી ? દુઃખનો અનુભવ કોને થયો નથી ? દુઃખની કડવાશ કોણે ચાખી નથી ?

રાજા રાણાઓના રંગમહેલો તરફ જુઓ ! કે ગરીબ માણસની નાની સરખી ઝૂંપડી તરફ જુઓ ! એક પણ સ્થળ એવું તમને મળશે નહીં કે જ્યાં દુઃખ કદી પણ નહીં જણાયું હોય.

દુઃખ સંસારમાં સર્વત્ર વ્યાપી રહેલું છે. સંસાર દુઃખમય છે એવું મોટા મોટા જ્ઞાનીઓને પણ જણાયું છે. દુઃખથી કેટલાક એવા કંટાળી ગયા કે સુખ તેઓને

ક્યાંય પણ જણાયું નહીં. સંસારથી તેઓ ગભરાયા, તેઓ કંટાળ્યા, તેઓ નાઠા. તમારે એવા કાયરમાં ખપવું છે?

તમે દુઃખથી ત્રાસો છો તેથી શું તમારૂં દુઃખ લેશ પણ ઓછું થાય છે? દુઃખ ઓછું કરવાની તમારી શક્તિમાં કંઈ પણ વધારો થાય છે? નહીં જ. ત્યારે વૃથા સન્તાપ શાને કરવો? દુઃખથી ત્રાસ પામવાનું તમે છોડી દો, ધીરજ ધરતાં તમે શીખો, અને દુઃખને દૂર કરવાના શુદ્ધ ઉપાયો તમે શોધી કાઢો.

સંસારમાં દુઃખ છે તેમ દુરાચાર પણ છે. એ દુઃખ અને દુરાચારનો સન્તાપ તમે ક્યાં સુધી કર્યાં કરશો? સંસારનાં સઘળાં દુઃખ તમારાથી નાબુદ થઈ શકવાનાં છે? સંસારનો સઘળો દુરાચાર તમારાથી નિર્મૂળ કરી શકાવાનો છે?

સ્નેહની અને સંપની આપણે ઘણી ઘણી વાતો સાંભળી છે. એ સ્નેહ અને સંપ ખરેખરો તમારા જોવામાં કેટલો આવ્યો? આપણા ઘરમાં, આપણા કુટુમ્બમાં, આપણી જ્ઞાતિમાં, આપણા દેશમાં કેટલો સંપ અને સ્નેહ તમારી નજરે પડ્યો?

સાસુ વહુની લડાઈ, નણંદ ભોજાઈની લડાઈ, ન્યાતની લડાઈ, એ શબ્દોના ઉચ્ચારણની સાથે જ અનેક અનિષ્ટ તત્ત્વોનું સ્મરણ આપણને થયા વગર રહેતું નથી. પારકાના ઝીણા ઝીણા દોષોને હૃદયમાં સંઘરી રાખવાની વૃત્તિ, મતભેદ સહન કરવાની અશક્તિ, ઈર્ષ્યા, દ્વેષ, ભૂંડાઈ (જે કેવળ લુચ્ચાઇ અને મૂર્ખાઈનું જ પરિણામ છે), અને

એવા એવા અનેક અવગુણો બીજદશામાં રહેલા હોય છે ત્યારે જ તેનો વિકાસ થઈને તેમાંથી સાસુ વહુની લડાઇ, નણંદ ભોજાઇની લડાઈ, ન્યાતની લડાઈ, એવાં વિશાળ વૃક્ષોની શોભા પ્રકટી નીકળે છે !

એ વિશાળ વૃક્ષોનો ઉચ્છેદ તમારે કરવો હોય તો કેવળ ઉદાસીનતાથી એ નહીં બની શકે. એ વૃક્ષોનાં મૂળ તમે શોધો ! જે અનિષ્ટ રૂઢિઓ, જે ગંભીર દોષો એ પરિણામોને માટે જવાબદાર છે તેને તમે તપાસો ! એ રૂઢિઓનું બળ ઓછું કરવાના, એ દોષોને દૂર રાખવાના સબળ પ્રયત્ન તમે આદરો !

ઘરનાં, કુટુમ્બનાં, જ્ઞાતિનાં સર્વે માણસોને માત્ર ગાળો દીધાથી તમે કશું પણ કરી શકશો નહીં ! જે સ્નેહનો અન્યને તમે ઉપદેશ આપો છો, તે જ સ્નેહ તમે જાતે રાખો ! શત્રુઓના તરફ પણ મિત્રભાવથી જુઓ ! ભૂંડાઓનું પણ ભલું કરો ! સર્વના તરફ મીઠી નજરથી નિહાળો ! સર્વ પ્રસંગોમાં હૃદયની ઉદારતા રખો ! અને તમારા પોતાના જીવનને તમે ઉચ્ચતર બનાવો ! ત્યારે જગત્‌માં કંઈ પણ સંગીન સેવા તમારાથી બજાવી શકાશે.

તોપણ કલહ અને કુસંપ દુનિયામાંથી તદ્દન નીકળી જાય એવી વ્યર્થ આશા તમે રાખશો નહીં ! દેવદેવીઓને ત્યાં પણ કલહ થતા આપણી પ્રાચીન કથાઓમાં વર્ણવાયા છે. ગ્રીસ અને ટ્રૉયની વચ્ચે જે ભયંકર યુદ્ધ થયું હતું તેમાં દેવદેવીઓએ પણ ભાગ લીધો હતો. કેટલાક દેવ ગ્રીસના પક્ષમાં ભળ્યા હતા તો કેટલાક ટ્રાજનોની સાથમાં

રહ્યા હતા. એમ દેવતાઓ પણ જૂદા જૂદા પક્ષમાં વહેંચાઈ ગયા હતા. એ યુદ્ધનું કારણ તમે જાણો છો? એ યુદ્ધનો પ્રસંગ સંક્ષેપમાં હું તમારી આગળ વર્ણવીશ.

એક ઉત્સવને પ્રસંગે સર્વ દેવદેવીઓને નિમંત્રણ કરવામાં આવ્યું હતું, પણ કલહની દેવીને નહોતી બોલાવવામાં આવી. કલહની દેવીથી આ અપમાન સાંખી શકાયું નહીં. કલહ કરાવવાનો તેણે નિશ્ચય કીધો. કલહની દેવીને કલહના માર્ગ શોધી કાઢતાં શો વિલમ્બ લાગવાનો હતો? તરત જ તેણે કલહ ઉત્પન્ન કરવાની એક યુક્તિ રચી. અતિથિઓ જ્યાં એકઠા થયા હતા ત્યાં આગળ એક સુવર્ણનું ફળ તેણે ફેંક્યું. "જે સૌથી સુન્દર હોય તેને માટે" એ પ્રમાણેના શબ્દો એ ફળ ઉપર લખ્યા હતા. કલહની દેવીએ આ પ્રમાણે કલહનો વિષય પૂરો પાડ્યો એટલે પછી કલહ થતાં વાર શી? જ્યૂનો, વીનસ, અને મિનર્વા એ ત્રણ દેવીઓની વચ્ચે ભારે કલહ ચાલ્યો. પોતપોતાની સુન્દરતાનું એ ત્રણે દેવીઓને અભિમાન હતું. દરેક જણ કહે કે "હું સૌથી સુન્દર છું, માટે એ ફળ મને મળવું જોઈએ." ઝઘડો ઘણો ભારે થઈ પડ્યો. એ ઝઘડાનો અન્ત કેવી રીતે આણી શકાય? આપણા કુટુમ્બોમાં અને આપણી જ્ઞાતિઓમાં ઘણી નજીવી નજીવી બાબતોના કજીયા ઊભા થાય છે છતાં વર્ષોનાં વર્ષો સુધી તેનો કંઈ નીવેડો આવતો નથી, તો અહીં તો સ્રીની સુન્દરતા જેવા નાજુક પ્રશ્નનો નિર્ણય કરવાનો હતો. એ પ્રશ્નનો નિર્ણય કેવી રીતે થઇ શકે? ત્રણે

દેવીઓ એક પર્વતશૃંગ ઉપર ગઈ. ત્યાં આગળ પૅરિસ નામનો એક ભરવાડ હતો તેની પાસથી એ પ્રશ્નનો નિર્ણય કરાવવાનો સર્વેએ ઠરાવ કર્યો. ઠરાવ પોતાના લાભમાં આવે એવી સર્વની ઇચ્છા હતી. એ ઇચ્છા પાર પાડવાને માટે પૅરિસને વિવિધ પ્રકારે લલચાવતાં પણ એ દેવીઓ અચકાઈ નહીં. પોતાના લાભમાં ચુકાદો મેળવવાને માટે ન્યાયાધીશની આગળ કોઈ પણ પ્રકારની લાલચો મૂકવી એ કામ અનીતિનું છે. એ અનીતિ પણ તેઓએ સેવી. શા માટે ન સેવે ? જ્યાં કલહમાં જય મેળવવાની ઇચ્છા પ્રબળ થાય છે, ત્યાં નીતિ અનીતિના વિચાર ક્યારે રહી શકે છે ? એક દેવીએ એશિયા ખંડનું રાજ્ય આપવાની લાલચ આપી, બીજીએ યુદ્ધમાં વિજય અને કીર્તિ અપાવવાનું માથે લીધું, અને ત્રીજી—વીનસ—તેણે માનવલોકની સૌથી સુંદર સ્ત્રી મેળવી આપવાનું વચન આપ્યું. આખરે પૅરિસે વીનસની તરફેણમાં ચુકાદો આપ્યો, અને વીનસે એને સૌથી સુન્દર સ્ત્રી મેળવી આપવાનું કામ માથે લીધું. એ સ્ત્રી તે બીજી કોઈ નહીં પણ મેનિલેયસની પત્ની હેલીના. પૅરિસ એક વખતે મેનિલેયસને ત્યાં પરોણા તરીકે ઊતર્યો હતો તે વખતે મેનિલેયસની ગેરહાજરીનો લાભ લઈને પૅરિસે હેલીનાને સમજાવી અને તેને સાથે લઈને નાસી ગયો. આ ઉપરથી ગ્રીસ અને ટ્રૉય વચ્ચેની ભયંકર લડાઈ થઈ હતી. એ લડાઈમાં પારકી સ્ત્રીને ફોસલાવી લઈ જનારા પૅરિસની આખરે હાર થઈ હતી અને ગ્રીક પક્ષનો જય થયો હતો.

આ પ્રમાણે કલહની દેવીએ કેવો ભારે કલહ જગવ્યો હતો, તેનું મેં તમને સ્મરણ કરાવ્યું છે. આ દન્તકથા ગ્રીસ દેશની છે. આપણા દેશની દન્તકથાઓમાં નારદ મુનિના પાત્રની જે કલ્પના કરી છે તે ઘણી વધારે સુન્દર છે. શ્રીકૃષ્ણ ભગવાન્‌ના ઘરમાં પણ કલહ કરાવીને એ મહાત્મા આનન્દ માનતા હતા ! નારદ મુનિનું એ સામર્થ્ય જેનામાં હોય એવા મહાત્માઓની હાલમાં આપણને બહુ ખોટ છે એવું કંઈ નથી ! કલહ જગવે એવું સામર્થ્ય ઘણાએ સજ્જનોમાં (!) આપણે જોઇએ છીએ. એ સામર્થ્ય આપણને જોઈતું નથી. પણ એક વાર કલહ થઈ ચૂકયો, જે બનવાનું તે બની ગયું, ત્યાર પછી "તમે શા માટે કલહ કર્યો ? તમે કેવા લડાઇખોરા છો !" એવાં એવાં વચનોમાં કાળક્ષેપ કરવો, આપણા ચિત્તની શાન્તિ ગુમાવવી, અને કલહની ભડભડ બળતી ચિતામાં આપણી તરફથી નવાં કાષ્ઠ પૂરાં પાડવાં તેના કરતાં તો અનિવાર્ય વસ્તુ તરફ કંઇક રહેમ નજરથી જોવું એ જ આપણને વધારે ઇષ્ટ છે. કલહ તરફની એ દૃષ્ટિને માટે કદાચ 'કલહરસિકતા' એવો શબ્દ આપણાથી વાપરી શકાય. શું એવા પ્રકારની કલહરસિકતા તમે નહીં સંપાદન કરો ?

કુસંપ ન હોવો જોઇએ એ વાત ખરી છે, પણ કુસંપ થોડો કે ઘણો સર્વત્ર હોય છે જ. એ કુસંપ ટાળવાને તમે ભલે પ્રયત્નશીલ રહો ! પણ એ કુસંપ તમે ન ટાળી શકો તો મિથ્યા ક્રોધ કરીને તમે પોતે એ કુસંપમાં તમારી તરફનો કંઈ ઉમેરો કરશો નહીં ! "તમે

લડાઈખોરા છો !" એવા ઉદ્‌ગારો વારંવાર કાઢીને તમારૂં પોતાનું લડાઈખોરાપણું તમે પ્રકટ કરશો નહીં !

તમે સૌ ઉપર સ્નેહ રાખજો ! સૌએ તમારા ઉપર સ્નેહ રાખવો જોઈએ, એવો દુરાગ્રહ તમે રાખશો નહીં ! સ્નેહ એ સ્વયંભૂ વૃત્તિ છે. સ્નેહ કદી બળાત્કારથી ઉત્પન્ન થતો નથી. "હું સ્નેહ રાખું છું છતાં એ સ્નેહ કેમ ન રાખે ?" એ દલીલ જ ભૂલભરેલી છે. એ દલીલ તમારૂં પોતાનું સ્વાર્થીપણું સૂચવે છે.

ખરો સ્નેહ કદી બદલાની ઈચ્છા રાખતો નથી. ખરી દેશસેવા કરનારાઓ વાહવાહ કહેવડાવાની લાલચથી લલચાતા નથી. કર્તવ્ય કરવું એ જ તેઓના જીવનનું સૂત્ર હોય છે. તમારૂં કર્તવ્ય તમે કરો ! સર્વના તરફ મીઠી નજરથી તમે જુઓ ! અને આનન્દમાં રહો !

તમે આનન્દમાં રહો ! મારા મિત્ર ! તમે ઉદાસીનતા તજી દો ! આનન્દમાં રહેવું એ જ તમારૂં કર્તવ્ય છે. તમારા આનન્દની જ જગત્‌ને જરૂર છે.

તમારા મિત્રો તમારી પાસે આવે છે અને જાય છે. તેઓને તમારા વાડીવજીફા જોઈતા નથી, તમારા ચાકરનફરોની તેઓને જરૂર નથી, તમારો ધનવૈભવ તેઓને કામનો નથી. તમારા આનન્દની જ આશા તેઓ રાખે છે. એ આનન્દ જ તેઓને જોઈએ છે. એ આનન્દ ઉપર તેઓનો હક છે. એ આનન્દ તેઓનો છે. એ આનન્દ તમે તેઓને નહીં આપો ? એ આનન્દ તમે તેઓની પાસેથી છીનવી લેશો ?

જગત્‌માં સર્વને દુઃખ છે. તમારી પાસે જે કોઈ આવે તેની આગળ તમારા દુઃખનાં રોદણાં તમે રોયાં કરશો નહીં. માણસો તમારી પાસે આવે છે તે કેવળ હાયપીટને માટે નથી આવતાં. પોતાનાં દુઃખ પારકાંઓને સંભળાવીને એ પારકાંઓના દુઃખમાં તમે વધારો કરશો નહીં! તમારી પાસે જેઓ આવે છે તેઓ પોતાનાં દુઃખ ભૂલી જવાને આવે છે. તમારાં દુઃખ સંભળાવીને તેઓને તમે વધારે દુઃખી શા માટે કરો છો ?

મારા કહેવાનો અવળો અર્થ તમે કરશો નહીં! મારા જેવા અંગત મિત્રોની આગળ તમારાં દુઃખ તમે છુપાવશો નહીં! હું તમારા ઉપર મીંઢાપણાનો આરોપ મૂકું એવું તમે થવા દેશો નહીં! તમે હમેશાં સરળ અને નિખાલસ હૃદયના જ રહેજો એવી મારી તમને વિનંતિ છે.

જેઓ તમારા ખાસ મિત્રો છે તેઓ તમારા સુખદુઃખમાં ભાગ લેવો એ પોતાની ફરજ સમજે છે. તમારા સુખથી તેઓ હરખાય છે, તમારા દુઃખથી તેઓ દિલગીર થાય છે, પણ તમારા સુખદુઃખની હકીગત જાણવી એ તેઓ પોતાનો અધિકાર સમજે છે. એમાં જ તેઓ સન્તોષ માને છે, એથી જ તેઓને શાન્તિ મળે છે. એવા અંગત મિત્રોની આગળ તમારી સર્વ હકીગત નિખાલસ હૃદયથી કહેવાને તમે બંધાયલા છો. એવા અંગત મિત્રો કોણ તેનો નિર્ણય કરવામાં તમે સાવધ રહેજો! પણ જેઓને એ ખાસ અધિકાર પ્રાપ્ત

થતો હોય તેઓના તરફની ફરજમાં તમે ચૂકશો નહીં! જે દુઃખ દૂર કરવાના ઉપાય તમને ન જડતા હોય તે કદાચ મિત્રની મદદથી તમને જડી શકશે. બીજું કંઈ નહીં તો પણ તમારા હૃદયનો ભાર તો હલકો થશે જ; અને તમારા ચિત્તને શાન્તિ મળશે.

નિરન્તર હસ્યાં જ કરવું એ જગત્‌માં કદી બની શકતું નથી. રુદનના પ્રસંગો મનુષ્યને વારંવાર આવ્યા વગર રહેતા નથી. એવા પ્રસંગોમાં પણ ન રડવું એમ કહેવું એ તો ભૂલભરેલું જ છે. એવા પ્રસંગોમાં પણ જેને ન રડવું આવે તેનામાં માણસાઈ જ નથી એવું આપણાથી કહી શકાય. તમે એવા નિષ્ઠુર હૃદયના થાઓ એવું હું તમને કહેતો પણ નથી અને ઈચ્છતો પણ નથી. સ્નેહી પુરુષના સરલ હૃદયમાંથી નીકળતાં સાચાં અશ્રુબિન્દુઓનું મૂલ્ય સુન્દર સ્ત્રીઓના સુન્દર અંગને શોભાવનારાં ઘણાં કીમતી મોતીઓનાં કરતાં પણ વધારે છે. જગત્‌ના કયા ઝવેરીથી નયનનાં એ મોતીડાંઓનું મૂલ્ય આંકી શકાશે? એ મોતીડાં તમારા હૃદયને શાન્તિ આપે છે, તમારા આત્માને પવિત્ર બનાવે છે, તમારા જીવનને ઉચ્ચતર સ્થિતિમાં લઈ જાય છે, તમને દેવ જેવા બનાવે છે. એ અણમોલાં આંસુડાં તમે લૂછતાં રહેજો, તમે લુછાવતાં રહેજો એ મારી અન્તરની આશિષ છે.

પણ હમેશાં જ રડયાં કરવું, હમેશાં જ ઉદાસીમાં રહેવું, એ તો કેવળ બાયલાપણું છે. રે! એ એક પ્રકારનો અધર્મ છે, એ કુદરતના નિયમથી ઉલટું છે, એ

વિશ્વનિયન્તાની ઇચ્છાથી વિરુદ્ધ છે, એવું પણ આપણાથી કહી શકાશે. એ અધર્મનો તમે ત્યાગ કરો અને આનન્દને તમે સેવો !

પૃથ્વીમાતા પોતાની ધરી ઉપર અને સૂર્યની આસપાસ એકસરખા ઉમંગથી ફરતાં ફરે છે. ગ્રહો અને ઉપગ્રહો,–કુદરતના સઘળા પદાર્થો એકસરખા ઉમંગથી પોતાનાં કામ કર્યાં જાય છે. તમે પણ એકસરખા ઉમંગથી તમારાં કર્તવ્ય બજાવો ! અને આનન્દમાં રહો !

('ગુજરાતી', દીવાળીનો અંક,
સં. ૧૯૬૮, ઇ. સ. ૧૯૧૨)

"મજુલા, તારી તબીયત સારી નથી? તારા હાથ
ાવા ગરમ કેમ લાગે છે?" એમ મેં પૂછ્યું.

અમસ્થા. મને તો એવું કંઈ ફીકર કરવા જેવું
થી થયું" એમ એણે કહ્યું.

પણ એને ઊલટી થઈ હતી. એનામાં જાગૃતિ
ગાઉ જેવી જણાતી નહોતી. એ ફિક્કી પડી ગઈ હતી.

બહારનો દેખાવ તો એ અગાઉના જેવો જ રાખતી.
હરતી ફરતી, એ હસતી, પણ એની તબીયત બરાબર
લતી નહોતી એ ખુલ્લું હતું. એના મોં પરથી જ
વ જણાઈ આવતો હતો.

"તું માંદી છે. તેં પહેલેથી મને એ વિષે કેમ
યું નહીં? મારી માને અને બહેનને તેં કેમ કહ્યું
હીં? તું તારી તબીયત સાચવતી નથી, હોં. પછી દુઃખ

તારે જ ભોગવવું પડશે. એવી બેદરકારી રાખે તે કંઈ સારૂં નહીં.”

એણે કંઈ પણ જવાબ આપ્યો નહીં. કરમાયલા પુષ્પની પેઠે એ પડી હતી. મેં એનું માથું લઈને મારા ખોળામાં મૂક્યું. મેં મારો હાથ એના મુખ પર ફેરવ્યો. એની આંખમાં આંસુ હતાં. હા ! એ રડતી હતી !

આખો દિવસ એણે રડયાં જ કીધું હતું. સવારના પહોરથીજ એના દિલમાં તાવ હતો. પથારીમાં સૂઈ રહેવાનું એને મન થતું હતું. પિયરમાં હોત તો એ સૂઈજ રહેત. પણ અહીં બધાં ઊઠયાં હતાં અને સૂઈ રહેવા જેટલી હિંમત એનામાં હતી નહીં. એનું દિલ તાવથી ધગધગતું હતું, છતાં એ પોતાનું રોજનું કામ કરે જતી હતી. અને એ કામ કંઈ થોડું નહોતું. ‘તારા જીવને સુખ નથી, માટે ઉપર જઈને પથારીમાં સૂઈ જા’ એવું કહેનાર આખા ઘરમાં એ બિચારીને કોઈ પણ હતું નહીં. એની મા જો ત્યાં આગળ હોત તો એનું દિલ તાવથી સસડતું હતું તે વખતે એને કૂવામાંથી પાણી કાઢીને વાસણ સાજવા દેત ખરી ? એની એક નણંદ એના ઉપર બહુ હેત રાખતી એમ ગણાતું. ‘રાતે તમને ઊંઘ નહોતી આવી કે શું ?’ એટલું જ તેણે પૂછ્યું હતું, અને તે પણ એ કૂવે પાણી ભરવા જતી હતી તે વખતે. બધું ઉપલકિયા, વિવેકનું હતું. અંદરથી તેને કંઈ લાગતું નહોતું.

"મારામાં અશક્તિ બહુ આવી ગઈ છે, મારા વહાલા!" એમ કહીને એ રોઈ પડી. મેં એનાં આંસુ લૂછી નાંખ્યાં. હસવા રમવા લાયક એક નાની છોકરી પોતાનું માથું મારા હૃદય સરસું ટેકવીને છાતીફાટ રુદન કરે એ કેવું!! મારાથી એ સહન થયું નહીં.

"હવેથી હું એ સાંખી રહીશ નહીં. બાળકીઓ ઉપર આવો જુલમ થતો હું જોઈ રહીશ નહીં." એમ મેં ઘણા આવેશથી કહ્યું.

એનું ધગધગતું માથું મેં ચાંપવા માંડ્યું, પણ એણે મારા હાથ પકડી લીધા. "આજે તમે મારી પાસે નહીં બેસો? મને બીલકુલ ગમતું નથી." એમ એણે મને કહ્યું.

"રે! આજે તે હું તને એકલી મૂકીને જાઉં? તારી પાસે જ હું બેસી રહીશ. હું જઈને દાકતરને બોલાવી લાવું? મારી માને બૂમ પાડું? મારી બહેનોને જગાડું? તને આજે કંઈ વધારે દુઃખ થતું હોય એવું મને લાગે છે. તું સાચેસાચું કહી દે."

"મારા વહાલા! તમે ફીકર કરશો નહીં. કોઈને જગાડશો નહીં. મને કંઈ જ થતું નથી." એટલું જ એણે કહ્યું.

અને હું મૂગો રહ્યો. એણે મારા હાથ ઝાલ્યા. હું એની પાસે જ બેસી રહું એમ એ ઇચ્છતી હતી. એના મુખ ઉપર પ્રકાશ પડતો હતો, અને એના મંદવાડ વિષે હું જાણતો હતો. એણે મારા તરફ જોયું. મારા મન ઉપર

ઘણી અસર થઈ.

એ બાળા કેવી દુઃખી હતી! એ મને કેવી વળગી પડી હતી! જેઓ નબળાં હોય, જેઓ માદાં હોય તેઓને પોતાની પાસે કોઈ બેસનાર હોય તો જ ગમે છે. પણ એની પાસે કોણ બેસી રહેશે?

"વહાલી! આજે હું રજા લઈને તારી પાસે રહું?" એમ મેં પૂછ્યું, અને મારી આંખમાંથી આંસુની ધાર ટપકવા માંડી.

એના મનમાં શા શા વિચાર આવતા હશે તેનો ખ્યાલ મેં આણવા માંડ્યો. એને એનું પિયર સાંભરતું હશે! નિશાળમાં જે બહેનપણીઓની સાથે એ રમેલી તેનું સ્મરણ એને થતું હશે! નદીએ નહાવા જતી વખતે જે નાના ભાઈઓને એ સાથે લઈ જતી તેના વિચાર એને આવતા હશે! એની વહાલી માતા એને સાંભરતી હશે! કદાચ એ સઘળાંના સામટા વિચાર એના હૃદયમાં ઉછળતા હશે!!

એ દુઃખ મારાથી ન સાંખી શકાયું અને હું રડ્યો. એણે મારા હાથ વધારે દબાવ્યા. "તમે જ આવા માયાળુ કેમ છો? મને એથી વધારે લાગે છે. જો તમે મારા હૃદય પર પ્રકાશ ન પાડતા હોત તો એની મેળે હું અંધકારથી ટેવાઈ જાત."

"મારા કાનમાં દુઃખ થાય છે. રે! મારાથી નથી ખમાતું." મારી સ્ત્રી બેઠી થઈ, અને વળી પાછી સૂતી. એણે કહ્યું: "મારા કાનમાં બહુ દુઃખે છે. હું શું કરું?" હું તેની પાસે ગયો. "હવે તો હું બાને ઉઠાડી જ આવું.

બીજો કંઈ ઉપાય નથી” એમ મેં કહ્યું. એણે પોતાની વેદના છુપાવી, અને બોલી: “તમે એ લોકોને ઊંઘમાંથી જગાડશો તે એમને ખરાબ નહીં લાગે એમ તમે ધારો છો? આપણે શા માટે એ લોકોને કાયર કરવાં જોઈએ? તમે એવું કરશો તો મારી સ્થિતિ કેવી કઢંગી થઈ જશે! મને તમે નિરાંતે પડી રહેવા દો. મારાથી કંઈ બોલાઈ જાય તો તે લેખવશો નહીં. લેખવો તો પણ લેખવો છો એવું બતાવશો નહીં. નહીં તો એ લોકોનું હેત તમારા ઉપરથી ઓછું થઈ જશે. તમે એ લોકોના છો અને તમારૂં લક્ષ મારા તરફ દોરવાયાં કરે તે એ લોકોને રુચશે નહીં. મને પડી રહેવા દો. મને કંઈ થતું નથી. મને કંઈ થાય જ નહીં. રાત દિવસ હું ઈશ્વરની પ્રાર્થના કરૂં છું કે કામ કરવાની શકિત મારામાં રહે; શું ઈશ્વર મારી પ્રાર્થના નહીં સાંભળે?”

હું તો દિંગ જ થઈ ગયો. એ નાની સરખી છોકરીમાં કેટલી બુદ્ધિ હતી! કેટલું ડહાપણ હતું! એટલું બધું ડહાપણ એનામાં કયાંથી આવ્યું? હું તે સમજી શકયો નહીં. પોતાના બાળપણના ઘરથી દૂર, પરાયાં અને તે પણ માયાળુ નહીં એવાં માણસોમાં, દુ:ખને લીધે એને ઘણું ઘણું શીખવાનું મળ્યું હતું. નસીબ વિષે વિચાર કરતાં પણ એ શીખી હતી અને એક મોટા ફિલસુફ જેવી જ એ બની ગઈ હતી. એ આવા આવા વિચારો કરે અને આવા આવા નિર્ણયો ઉપર આવે! એનું દુ:ખ કેટલું હશે? હું ઊઠયો. એની મા એને

જે દવા આપતી હતી તે વિષે એણે મને કહ્યું. એક જાતનું તેલ કકડાવીને ઠંડું પાડવાનું અને પછી તેનાં ટીપાં કાનમાં મૂકવાનાં હતાં. એણે ઊઠવાનો પ્રયત્ન કીધો, પણ એનાથી ઊઠી શકાયું નહીં, એટલી બધી અશક્તિ એનામાં આવી ગઈ હતી. હું જઇને તેલ લઈ આવ્યો. મેં દીવો સળગાવ્યો. તેના ઉપર તેલ ગરમ કીધું. તેનાં ટીપાં એના કાનમાં પાડ્યાં. આખી રાત હું એની પાસે રહ્યો. મારો હાથ મેં એના અંગ પર રાખ્યો. હું બીલકુલ ઊંઘ્યો નહીં. મારી સ્ત્રીએ અત્યન્ત પ્રેમથી મને કહ્યું: “મારા વહાલા! તમારા હાથમાં કંઈ જાદુ છે, હોં! જુઓ મારા કાનમાં દુઃખતું હતું તે મટી ગયું. મારો તાવ ચાલ્યો ગયો. મને તરસ બહુ લાગી છે. જરા પાણી આપશો? હું જરા પાણી પીશ, એટલે મને તદ્દન સારું થઇ જશે.” એણે પાણી પીધું અને પછી એ ઊંઘી ગઈ. એ ઊંઘી ગઈ ત્યાં સુધી મેં એની સંભાળ રાખ્યાં કીધી.

મેં મારા મનથી વિચાર કીધો :

“આવી બાળક, આવી નાજુક છોકરી! તેની શી અવસ્થા છે! જે સમાજમાં આવી ઊગતી કળીઓનો વિનાશ થાય છે તે સમાજને ધિક્કાર હજો! આ છોકરી શું સમજે? છતાં એને હવે કેટલું સમજવું પડે છે! કેટલું સહેવું પડે છે! કેટલા વિચારો એને પીડે છે! કેટલી ક્રૂરતા એને ખમવી પડે છે! આવું દુઃખ આપવામાં જેઓ સામેલ રહેતા હોય તેના ઉપર ઈશ્વર

કદી પણ પ્રસન્ન કેવી રીતે થાય? પોતાનાં પ્રિયમાં પ્રિય અને નિકટમાં નિકટનાં સમ્બન્ધીઓની પાસેથી એને કેવી ક્રૂરતાથી ખેંચી લેવામાં આવી છે? મેં આટલી કેળવણી લીધી, છતાં મારે શું એ પ્રમાણે થવા દેવું? નહીં, હું એમ નહીં થવા દઉં. હું મારી સુસ્તી કાઢી નાંખીશ. હું મારી જડતા દૂર કરીશ. મારી મા શું કહેશે ને મારી બહેન શું કહેશે એવા બાયલા વિચારોનો હું ત્યાગ કરીશ. હું એને પિયર મોકલી દઈશ. ઘરડા લોકો ભલે બબડે!" અને મેં નિશ્ચય કીધો કે સવારના પહોરમાં મારે એ છોકરીને પિયર મોકલી દેવી. ભલે તે ત્યાં આગળ રહે! વરની સાથે રહેવા જેવો વખત હજી એનો થયો નથી.

મારા આ વિચારો મારી નાનકડી સ્ત્રીને મેં જણાવ્યા એટલે એણે મને કહ્યું: "તમે મને નાદાન કહો છો, પણ આવા વિચાર તમે ગંભીરતાથી કરો એ જ નાદાની છે. હું તમારાથી દૂર રહું તો લોકોમાં મારી કેટલી નિન્દા થાય! લોકો કહેશે કે એના વરને એ ગમતી નહીં હોય. તમારી બહેનો જ કહેશે કે 'અમારા ભાઈએ એને કાઢી મૂકી છે.' હું મારાં માબાપને ગમે તેટલાં સમજાવીશ, તમે તેઓ પર કાગળમાં ગમે તેટલું લખશો, પણ તેઓને સાન્ત્વન મળશે નહીં. હું ત્યાં રહું તે તો એ બધાંને ગમશે, પણ મારી, તમારી, મારાં માબાપની, બધાંની આબરૂ હું અહીં રહું તેમાં જ છે. તમે ધારો છો તેટલી બધી હું કંઈ દુઃખી નથી. તમે મારા પર

કેટલી મમતા રાખો છો !" એમ કહીને એણે પોતાના નાનકડા હાથ મારા દિલ પર મૂક્યા.

એ બાળકી હવે બાળક નહોતી. દુઃખની નિશાળમાં રહીને ખરેખર! એણે ઘણો કીમતી બોધ મેળવ્યો હતો.

સવાર થયું. હસતા મુખ સાથે તે પથારીમાંથી ઊઠી. "આજે કામ કરવા જેટલી શક્તિ મારામાં રહેશે એમ મને લાગતું નહોતું; પણ ઈશ્વરનો મારા પર પ્રેમ છે, તમારો મારા પર પ્રેમ છે, એટલે હું પાછી તૈયાર થઈ ગઈ. જો એટલી શક્તિ મારામાં ન હોત, જો હું પથારીમાંથી ઊઠી શકી ન હોત તો ઘરમાં કેટલી ગરબડ થઈ જાત ! કેટલો બડબડાટ ચાલત ! મને બધાં કેવી ધિક્કારત !"

એ ઊઠી અને મારા ઓરડામાંથી બહાર ગઈ. "ઈશ્વર તારી સંભાળ રાખે !" એટલા જ શબ્દો હું બોલી શક્યો, અને ખરેખર ! એની સંભાળ ઈશ્વરને જ રાખવાની હતી.

["The Indian Patriot"માં આવેલા
"My little wife" એ લેખ ઉપરથી,
ઇ. સ. ૧૯૧૨]

હાલના સમયમાં સ્મરણશક્તિને ખિલવવાની બાબત પર ઘણું ઘણું બોલવામાં આવે છે અને ઘણું ઘણું લખવામાં આવે છે. સ્મરણશક્તિ કેવી રીતે ખિલવવી એ શિખવવાના હેતુથી નિશાળો સ્થપાઈ છે. મગજ પર પડેલી છાપ ભૂસાઈ જાય નહીં, લોકોનાં નામ સહેલાઈથી યાદ રહે, જૂદા જૂદા બનાવોની તારીખ ભૂલી જવાય નહીં, ભૂત કાળના અનુભવો ત્વરાથી યાદ આણી શકાય વગેરે વગેરે માટે માણસોને સ્મરણશક્તિ ખિલવવાનું શીખવાય છે.

એ બધી ઘણી સારી વાત છે. સારી સ્મરણશક્તિ એ દરેક બાબત–વ્યવહારૂ અને સામાજિક–માં ફત્તેહને માટે જરૂરની છે. સારી રીતે કેળવાયલી સ્મરણશક્તિ બહુ ઉપયોગી વસ્તુ છે, અને એ શક્તિ મેળવેલી કામની છે. જેણે એ શક્તિ મેળવી હોય તેનો માર્ગ એનાથી સરળ

થાય છે, એટલું જ નહીં પણ એ એક પ્રકારનો એવો ભંડોળ છે કે જેનો ઉપયોગ એ ચાહે ત્યારે અને ચાહે તેવી રીતે કરી શકે.

પણ એ બધી સ્મરણશક્તિની ખીલવણી સાથે આપણે ભૂલી જવાની કળા પણ શીખવી જોઈએ. આપણામાંથી મોટા ભાગને કેવી રીતે યાદ રાખવું એ શીખવા કરતાં કેવી રીતે ભૂલી જવું એ શીખવાની કદાચ વધારે જરૂર હશે. યાદ રાખવું એ જેટલી સહેલાઈથી શીખી શકાય છે તેટલી જ સહેલાઇથી ભૂલી જવું એ પણ શીખી શકાય, પણ ભૂલી જવાને માટે જે કેળવણીની જરૂર છે તે બરાબર ઊલટા પ્રકારની છે. જે ચીજો ભૂલી જવી જોઈએ તે ભૂલી જતાં શીખ્યાથી પણ જે ચીજો યાદ રાખવી જોઈએ તે યાદ રાખવાનું વધારે સહેલું થઈ પડશે.

જે ચીજો ન ગમે એવી હોય, જે ચીજો ક્લેશદાયક હોય, જે ચીજો આપણા હૃદયમાં કડવાશ અને કઠોરતા આણે એવી હોય, તે ચીજોને આપણે ભૂલી જવી જોઈએ, તે ચીજોને આપણા મગજમાંથી વિદાય કરવી જોઈએ, તે ચીજોને વિસ્મરણના વિસ્તીર્ણ પ્રદેશમાં હાંકી કાઢવી જોઈએ.

શરીરના, તેમ જ મનના, આરોગ્યનો આધાર ભૂલી જવા ઉપર છે. કોઈ કાળે થયેલા અપમાનને, કોઈ કાળે બોલાયલાં ક્રોધભર્યાં વચનોને, કોઈ કાળે બતાવાયલી ક્ષુદ્ર હલકાઇને સ્મરણમાં સંચી રાખ્યાથી, તેની પીડાથી પીડાયાં કરવાથી તમારી માનસિક શક્તિ વિખેરાઈ જશે, એટલું જ નહીં પણ તમારા શરીર ઉપર પણ તેની ખરાબ અસર

થયા વિના રહેશે નહીં. શરીરમાં થતી રુધિરાભિસરણ આદિ ક્રિયાઓનો વેગ મન્દ પડશે, પાચનશક્તિ ખરાબ થશે, ઊંઘ કમી થશે, અને પરિણામે તમારી તબીયત કથળી જશે. ભૂલી જવું એ એક માનસિક આરોગ્ય વધારનારો અજબ કીમિયો છે, અને શારીરિક સુખાકારીને માટે એ અસરકારક ઔષધ છે.

જો કોઈએ તમારા તરફ નીચ વૃત્તિ બતાવી હોય, તમારૂં અપમાન કર્યું હોય, તમને ગાળો દીધી હોય, તમારા તરફ તિરસ્કાર કે અવિવેકભર્યું વર્તન રાખ્યું હોય, તો તમે તે ભૂલી જાઓ. તમે યાદ રાખશો તેથી થયેલું તે ન થયું થવાનું નથી, પણ માત્ર તમે ચીઢિયા, ક્રોધી, અને કઠોર થશો; તમારાં શરીર અને મન ઉભયને હાનિ થશે. તમારા મગજમાંથી તમે એ વસ્તુને દૂર ફેંકો અને જે હૃદયમાંથી તે આવી તે તરફ તેને પાછી જવા દો. તમારી તરફના કોઈ પણ રીતના યત્ન વગર તે ત્યાં જશે જ, કારણ કે એ એક ઈશ્વરના ઘરનો નિયમ છે કે હૃદયમાંથી જે બહાર મોકલવામાં આવ્યું હોય તે મોકલનાર તરફ પાછું વળ્યા વિના રહે નહીં.

જો તમારા મિત્રો સ્વાર્થી જણાયા હોય, તમારી મિત્રતા જો તેમણે તોડી હોય, તો તેના તરફ ક્રોધ આણશો નહીં, પણ દયા આણજો. તમારૂં અંતઃકરણ શુદ્ધ રાખજો અને તમારા તરફ નાની નાની બાબતમાં જે ઈર્ષ્યા બતાવાઈ હોય, ઝીણી ઝીણી વસ્તુઓમાં જે હલકટપણું બતાવાયું હોય તે ભૂલી જજો. તમારા

મનમાંથી એ સઘળું કાઢી નાંખતાં તમે સુખમાં અને શાન્તિમાં રહી શકશો, અને જેઓએ એ નીચ કૃત્ય કર્યાં હોય તેઓને એકલાંને તેનું કષ્ટ ભોગવવું પડશે.

તમારા મિત્રોની વિલક્ષણતા ભૂલી જજો, તેઓના દોષ ભૂલી જજો, તેઓના સદ્‌ગુણો જ યાદ રાખજો. તમારી નિરાશાઓ ભૂલી જજો. તમારી વિટંબણાઓ ભૂલી જજો. ન ગમે એવી સઘળી વસ્તુઓ ભૂલી જજો.

ભૂલી ગયાથી તમારો સ્વભાવ ખુશમિજાજી થશે, તમે આનન્દી થશો, તમારી પ્રકૃતિ સુસ્થ રહેશે, તમારૂં શરીર તંદુરસ્ત રહેશે. ભૂલી ગયાથી કરચલીઓ અને ઘડપણ દૂરનાં દૂર રહેશે. ભૂલી ગયાથી તમારા ચહેરા ઉપર શાન્તિ, સન્તોષ, અને આરોગ્યની કંઈ ઓર જાતની જ કાન્તિ દીપી રહેશે, ભૂલી ગયાથી તમારી સ્મરણશક્તિ મજબૂત થશે, મગજની શક્તિઓ મજબૂત અને દૃઢ રહેશે, શરીરનાં અવયવો નીરોગ અને બળવાળાં રહેશે.

તમે કેવી રીતે ભૂલશો ? તમારૂં મન વધારે સુખભરી વસ્તુઓ તરફ દોરવો. જ્યારે ક્લેશકર વસ્તુઓનું સ્મરણ તમારા મગજ પર ધસારો કરે, ત્યારે તમારી ઇચ્છાશક્તિ અજમાવો અને તમારા બુદ્ધિપ્રદેશમાં એ વસ્તુઓને સ્થાન આપશો નહીં. એકદમ તમારા વિચાર જે કાળ તમે સુખમાં ગાળ્યો હોય તે તરફ લઈ જજો. અણગમતી વસ્તુઓને તમારા વિચારમાં સ્થાન જ આપશો નહીં. એકાદ ચોપડી લઈને તે વાંચવા બેસજો, નહીં તો કોઈ બીજી જગાએ જઈને બેસજો. ખુલ્લી હવામાં બહાર

નીકળો, અને ચાલતા કે ગાડીમાં બેસીને ફરવા જાઓ. બીજી વસ્તુઓથી મગજને એવું તો ભરી નાંખજો કે કષ્ટકર બનાવોનાં સ્મરણને માટે અવકાશ જ રહે નહીં.

સૂર્યાસ્ત થાય અને રાત પડે એટલે દિવસના સઘળા કષ્ટદાયક બનાવોને તમારા મનમાંથી સરી જવા અને વિસ્મરણમાં ડૂબી જવા દેજો. તેને ભૂસી નાંખજો, તેનો નાશ કરજો, અને તેમને પુનરુજ્જીવનની છૂટ આપશો નહીં. સુખકર વસ્તુઓના વિચારથી ભરેલાં મગજ સાથે ઊંઘી જજો, અને બીજો દહાડો ઊગે એટલે તે જાણે તમારી જિંદગીનો પહેલો જ દહાડો હોય, છેલ્લો જ દહાડો હોય, એકનો એક જ દહાડો હોય તેવી રીતે તમારાં કામની શરૂઆત કરજો, અને એ દિવસને સુખકર સ્મરણના સંચયથી સમૃદ્ધિમાન્ બનાવજો. જો કંઈ અણગમતી વસ્તુ ઘુસી જાય તો રાત પડે એટલે તેને ભૂસી નાંખજો. ત્યાર પછી બીજો દિવસ તમારે માટે પ્રભુએ નિર્માણ કર્યો હોય તો માત્ર સુન્દર અને સુખકર વસ્તુઓને સ્મરણમાં રાખીને તે દિવસને આગલા દિવસ કરતાં પણ વધારે સારો બનાવજો.

ભૂલી જવું—એ જ આપણને જરૂરનું છે. બસ! ભૂલી જવું! સઘળી ઝીણી વિટંબનાઓ, સઘળી હૃદયને વલોવી નાંખનારી વ્યથાઓ, સઘળાં કડવાં વચનો, સઘળાં કષ્ટકર કૃત્યો, મનની તીવ્ર વેદનાઓ, સંસારની કટુતાભરી નિરાશાઓ—બસ તેને જવા દો! તેને વળગી ન રહો!

ભૂલી જતાં શીખો! ભૂલી જવાનો અભ્યાસ કરો!

ભૂલી જવાનો મહાવરો રાખો! ભૂલી જવાની આવડતમાં એક્કા કહેવડાવો! મગજની એ શક્તિ સુદૃઢ અને મજબૂત બને ત્યાં સુધી તેને કેળવો! એટલે સ્મરણ-શક્તિને યાદ રાખવાની વસ્તુઓ થોડી થઈ જશે અને જે વસ્તુ યાદ રાખવા જેવી છે તે વધારે ત્વરાથી, વધારે ચપળતાથી યાદ રહી શકશે. અણગમતી ચીજોના ભારથી એ મુક્ત થશે, અને એનું સઘળું લક્ષ સુન્દર વસ્તુઓ, મૂલ્યવાન્ પદાર્થો, સ્મરણમાં રાખવા જેવી ચીજો તરફ જ રહેશે.

તમે જે વ્યાપારમાં રોકાયા હો તેમાં ભલે રોકાઓ, તમે જે વિષયોનું અધ્યયન કરતા હો તે ભલે કરો, તમે જે શાસ્ત્રીય મનન કરતા હો તે કર્યાં જાઓ, પણ તે બધાંની સાથે ભૂલવાની વિદ્યાનો અભ્યાસ શરૂ કરો! ભૂલવાની કળાથી તમારી સાહિત્યની સેવા કે વિજ્ઞાનની શોધખોળ ઉપર વિશેષ પ્રકાશ પડશે, અને તમારા મનના અને શરીરના આરોગ્યમાં એથી બેહદ વધારો થશે.

[ 'The Liberator'માં પ્રસિદ્ધ થયેલા લેખ પરથી,
'ગુજરાતી', દીવાળીનો અંક સં. ૧૯૬૯, ઇ. સ. ૧૯૧૩ ]

પ્રિય મિત્ર ! મારા જીવનની સવિસ્તર હકીગત જાણવાને માટે તેં અનેક વાર આતુરતા બતાવી છે. એ જીવનનું રહસ્ય સમજવાને માટે તું તલપી રહ્યો છે. એ જીવનની કથા જાહેરમાં મૂકવા માટે તેં મને અનેક વાર આગ્રહ કર્યો છે. એ આગ્રહને માન આપીને મારા જીવનની કેટલીક વિગતો હું આ સ્થળે જાહેર કરૂં છું. એ જીવનકથાની શરૂઆતમાં હું જણાવવાની રજા લઉં છું 'લોકપ્રિયતા' એ એક જ શબ્દમાં મારા જીવનનું ઘણું રહસ્ય સમાઈ જાય છે.

લોકપ્રિયતા એ શબ્દ કોને પ્રિય લાગતો નહીં ાય ? લોકપ્રિય થવું એવી ઇચ્છા કોને રહેતી નહીં ાય ? લોકપ્રિય થનારની ઈર્ષ્યા કોણ નહીં કરતું હોય ?

છતાં લોકપ્રિય થવું એ સર્વ કોઈથી બની શકે

એમ નથી. કવિઓને વિષે જેમ કહેવાય છે કે "Poets are born and not made" (કવિઓ બનાવાતા નથી પણ કવિઓ જન્મે છે) તે જ પ્રમાણે લોકપ્રિય થનારાઓ વિષે કહી શકાય કે લોકપ્રિય થનારાઓ બનાવાતા નથી પણ તેઓ જન્મે છે.

અભિમાન તરફ મને અત્યન્ત કંટાળો છે, છતાં આ સ્થળે અભિમાન સાથે મારાથી કહ્યા વિના રહેવાતું નથી કે લોકપ્રિય થવાની કુદરતી બક્ષીસવાળા જે વિરલ મનુષ્યો આ દુનિયામાં દેહ ધારણ કરીને જગત્‌ને પાવન કરે છે તેમાંનો એક હું પણ છું. લોકપ્રિય થવાને માટે જ હું સર્જાયલો છું. લોકપ્રિય થવું એ જ મારો ધર્મ છે. લોકપ્રિય થવું એમાં જ મારા જીવનની સાર્થકતા છે.

મારા પિતાની સ્થિતિ ઘણી સાધારણ હતી છતાં મારા જન્મથી તેમને જે આનન્દ થયો તે અસાધારણ હતો. મારી માતાએ પાંચ પુત્રીઓને જન્મ આપ્યો હતો પણ પુત્રજન્મનો આનન્દ તો તેનાથી દૂર ને દૂર જ રહ્યો હતો. એવી સ્થિતિમાં જ્યારે મારો જન્મ થયો ત્યારે તેને કેટલો આનન્દ થયો હશે ! મારા આગમનને માટે મારાં માતપિતા કેટલી આતુરતાથી રાહ જોઈ રહ્યાં હતાં તેનો ખ્યાલ આપવાને માટે મારે અનેક સૂક્ષ્મ વિગતોમાં ઊતરવું પડે. મારી માતાએ જે દોરાચીઠીઓ કરી હતી અને જે બાધાઆખડીઓ લીધી હતી તે વિષે, તેને અંગે મારા પિતાને જે મોટો ખરચ કરવો પડ્યો, જે વિકટ યાત્રાઓ કરવી પડી, જે બ્રહ્મભોજનો કરવાં પડ્યાં,

જે કથાઓ કરાવવી પડી, જે લહાણીઓ લહાવી પડી તે વિષે, અને એ સર્વને પરિણામે મારાં માતપિતા વચ્ચે જે ખટપટો થઈ તે વિષે વિસ્તાર કરવાની આ સ્થળે કંઈ પણ જરૂર નથી; જરૂર હોય તો પણ તે સઘળો વૃત્તાન્ત મારા પ્રત્યક્ષ અનુભવથી દૂર રહેલો હોવાથી તે વિષે લખવાની મારામાં યોગ્યતા નથી. માટે આ સ્થળે એ વિટંબનાઓ વિષે કંઈ પણ ન લખતાં હું એટલું જ જણાવીશ કે મારા જન્મથી જ, રે ! જન્મ પહેલાંથી જ, મારામાં રહેલી લોકપ્રિયતાનો દૈવી પ્રભાવ સર્વ કોઈની દૃષ્ટિએ પડી ચૂક્યો હતો.

આપણામાં કહેવત છે કે 'પુત્રનાં લક્ષણ પારણામાંથી જ જણાય,' એ કહેવત પ્રમાણે જન્મ ધરતાં પહેલાં જે પવિત્ર પારણામાં મનુષ્ય માત્રને સૂવું પડે છે તેમાં જ્યારે હું સૂતો હતો ત્યારથી મારામાં લોકપ્રિયતાનાં લક્ષણો જણાવવા માંડ્યાં, અને જન્મ પછી એ લક્ષણો દિનપરદિન વધારે ને વધારે ઝળકવા લાગ્યાં. નાનપણથી જ મારૂં શરીર હૃષ્ટપુષ્ટ હતું. મારો વર્ણ ઉજ્જવળ હતો. મારી કાન્તિ અસાધારણ હતી. સુન્દર યુવતિઓ અને પ્રૌઢા સ્ત્રીઓ પોતાના ઉછંગમાં લઈને મને રમાડતી હશે, મને ઉછાળતી હશે, મારી સાથે ગેલ કરતી હશે, મને પોતાની છાતી સરસો ચાંપતી હશે, મને ચુંબન ભરતી હશે ત્યારે મારૂં ગુલાબી હાસ્ય, મારો શીતળ સ્પર્શ, મારાં કાલાં વચનો તેઓને કેટલો આનન્દ આપતાં હશે તેનો અત્યારે હું વિચાર કરૂં છું ત્યારે મને જે લાગણી થાય છે તે

પ્રદર્શિત કરવાને માટે શબ્દો મને શોધ્યા જડતા નથી.

એ બાળપણના દિવસો પૂરા થયા પછી મેં નિશાળમાં જવા માંડ્યું. પ્રથમ તો નિશાળમાં જતાં મને ઘણો જ કંટાળો આવતો. નિશાળમાં જતાં કંટાળો કોને આવતો નહીં હોય? મારી બહેનોનો અભ્યાસ બરાબર ચાલી શક્યો નહોતો તે પણ એ જ કંટાળાને લીધે. મારા પિતા મોટા સુધારક હતા. 'સ્ત્રીકેળવણી' વિષે એમણે અનેક ભાષણો આપ્યાં હતાં અને અનેક લેખો લખ્યા હતા, અને તે દરેક ભાષણ તથા લેખમાં નેપોલિયનનાં સ્ત્રીકેળવણી વિષેનાં પ્રસિદ્ધ વચનો ટાંકવાનું તે ભૂલતા નહીં. એ ઉપરાંત બીજા અનેક વિદ્વાનોના સ્ત્રીકેળવણી વિષેના અભિપ્રાયો એમણે પોતાની નોંધપોથીમાં નોંધી રાખ્યા હતા, અને તેમાંથી બેચાર ઉતારાઓનો ઉપયોગ પોતાના દરેક ભાષણમાં એ કરતા. પણ છોકરીઓને નિશાળે જવું જ ગમે નહીં ત્યાં એ બિચારા શું કરે? મારા પિતાને અભ્યાસ કરાવવાનો વખત મળે નહીં, મારી માતાથી એવું કંટાળાભરેલું કામ થાય નહીં, વગેરે કારણોને લીધે મારી બહેનોનો અભ્યાસ ચાલી શક્યો નહોતો. આ કારણથી પ્રથમ તો મારા પિતાનો ઘણો જીવ બળતો હતો, પણ ધીરે ધીરે તે પોતાનું મન વાળતાં શીખ્યા અને 'છોકરીઓને ક્યાં રળવા જવું છે?' એવા વિચારથી આખરે તેમને સંપૂર્ણ શાન્તિ મળી. પણ મારા વિષે તેમને ઘણી વધારે કાળજી રાખવી પડતી. મારી મારીને તે મને નિશાળે મોકલતા. ઘણા દિવસો સુધી મેં જીદ

કીધી. ઘણા દિવસો સુધી મને માર પડ્યો. ઘણા દિવસો સુધી મને નિશાળે ઘસડી જવામાં આવ્યો. આખરે હું નસીબને તાબે થતાં શીખ્યો, અને ઘણો કંટાળો હોવા છતાં મારા પિતા કહે કે તરત પાકીટ લઈને મેં ચાલવા માંડ્યું. તે વખતે–

> 'The whining school–boy, with his satchel
> And shining morning face, creeping like snail
> Unwillingly to school.'

(ચળકતા ગુલાબી મુખ સાથે, પાકીટ હાથમાં લઈને ગગણુતો ગગણુતો, ગોકળગાયની પેઠે ધીમી ચાલે નિશાળે જતો વિદ્યાર્થી)–તેના જેવી સ્થિતિ મારી હતી. આખરે તે સ્થિતિ પણ પૂરી થઈ અને મેં ઉત્સાહથી નિશાળે જવા માંડ્યું. બીજાં છોકરાંઓ નિશાળે જતાં આનાકાની કરતાં તેને હું જ્યારે શિખામણ દેતો અને તેને ડાહ્યાં થઈ નિશાળે જવાનું હું કહેતો ત્યારે મારી માતાનું હૈયું હર્ષથી ઊભરાઈ જતું અને મને ગોદમાં લઈને સજળ નેત્રે મારા મુખ ઉપર તે ચુંબનોના વર્ષાદ વરસાવતી.

હવે નિશાળમાં હું ઘણો ઉંચો નંબર રાખતો. માસ્તરોનો હું માનીતો હતો. મિત્રોની મારા પર મમતા હતી. વડીલોનું મારા પર વહાલ હતું. ભગિનીઓનો મારા તરફ ભાવ હતો. છતાં ન્યાતીલાઓએ હજી મારાં ઉંચાં લક્ષણોની કંઈ પણ કદર કરી નહોતી. મારો વિવાહ હજી થયો નહોતો. મારી બહેન રૂકિમણીનો પણ વિવાહ થવાનો હજી બાકી હતો. મારી માતાને આથી ઘણો ઉદ્વેગ થતો

અને તે હમેશાં ફીકરમાં ને ફીકરમાં રહેતી. મારે માટે તે બેચાર કન્યાઓનાં માગાં કરી ચૂકી હતી, પણ મારા પિતાની સ્થિતિ સાધારણ હોવાથી તે ફાવી નહોતી. એવામાં માધવલાલ નામના એક ધનવાન્ ગૃહસ્થ, જે ન્યાતના પણ એક આગેવાન હતા, તેના તરફથી પોતાના છોકરા લહેરીલાલને માટે મારી બહેનનું માગું આવ્યું. લહેરીલાલનો વિવાહ પ્રથમ કોઈ બીજે ઠેકાણે થયો હતો; પણ લહેરીલાલને બીડી, દારૂ વગેરેનાં વ્યસન હોવાથી અને એની ચાલચલગત વિષે પણ લોકોમાં ઘણી વાતો થતી હોવાથી ઘણો જૂનો સમ્બન્ધ હોવાના કે બીજા કોઈ કારણને ન લેખવતાં છોકરીવાળાઓએ વિવાહ તોડી નાંખ્યો હતો. આવી રીતે વિવાહ તોડવાની બાબતમાં ન્યાત તરફની કોઈ પણ રીતની બંધી હતી નહીં, પણ એ પ્રમાણે વિવાહ તોડવો એ ઘણું હલકું ગણાતું અને એવું કરનારની ન્યાતમાં ઘણી વાતો થતી. લહેરીલાલનો જે છોકરી સાથે વિવાહ થયો હતો તે છોકરીનો પિતા અંગ્રેજી ભણેલો (એટલે ઉદ્ધત) હોવાથી તેણે "પોતાની લાડકી દીકરીના હિત અર્થે" લાંબા વખતનો સમ્બન્ધ પણ નિર્ભયપણે તોડી નાંખ્યો!

આવા સંજોગોમાં લહેરીલાલને પોતાની કન્યા આપતાં મારા પિતાનો—અને આખા ઘરનો—જીવ સ્વાભાવિક રીતે કચવાયા વિના રહ્યો નહીં. ન્યાત પણ નાની હતી, તેમાં પણ બે પક્ષ હતા, અને એક પક્ષની કન્યા બીજા પક્ષમાં અપાતી નહીં એટલે બીજા કોઈ વરને અભાવે મારી

બહેનનો વિવાહ લહેરીલાલ સાથે કરવામાં આવ્યો, અને એ જ કુટુમ્બની લક્ષ્મણા નામની કન્યા સાથે મારો વિવાહ થયો. મોટું ઘર જોઈને અને 'ઈશ્વર સૌ સારાં વાનાં કરશે' એવો ભરોસો રાખીને મારાં માતાપિતાએ સન્તોષ માન્યો, અને રૂક્મિણીની વય બાર વર્ષની થયેલી હોવાથી લગ્નની તૈયારીઓ કરવા માંડી.

એ જ અરસામાં મેટ્રિક્યુલેશનની પરીક્ષા માટે મારૂં મુંબાઈ જવાનું થયું. ત્યાં વિનોદચન્દ્ર નામના એક ધનવાન્ વેપારીને ત્યાં હું ઊતર્યો હતો. તેનો પુત્ર શરતચન્દ્ર મારાથી ચાર પાંચ વર્ષે મોટો હતો. તે હાલ એલ. એમ. એન્ડ એસની પરીક્ષામાં પસાર થયો હતો, અને વૈદકશાસ્ત્રનો વધારે અભ્યાસ કરાવવા તેને વિલાયત મોકલવાનો તેના પિતાનો વિચાર હતો. તે ઘણો સ્વરૂપવાન્ હતો, અને જે અંગ્રેજી પહેરવેશ તે પહેરતો તે તેની શોભામાં ઓર વધારો કરતો હતો. તેની વાતચીતની છટા પણ એવી હતી કે તે સહેલાઈથી સૌનાં મન રંજન કરતો. હું તેને ત્યાં હતો ત્યારે તેની પાસે બેસી રહેવામાં, તેની સાથે વાતચીત કરવામાં મને ઘણો આનન્દ મળતો અને તેની સફાઈભરેલી રીતભાતથી હું એવો તો અંજાઈ જતો–કે તે જો પુરુષને બદલે સ્ત્રી હોત તો મારા હૃદયના ભાવ હૃદયમાં જ શમાવવાની મારે ઘણી જરૂર પડત.

તેની બહેન સરલાકુમારીનું રૂપ એના કરતાં કંઈક ઓછું હશે, તો પણ તે ઘણી કાન્તિમાન્ હતી અને જેમ જેમ તેના વધારે પરિચયમાં હું આવતો ગયો તેમ તેમ

તેનામાં મને વધારે ને વધારે મીઠાશ જણાઈ. પ્રથમ તે મને ઘણી ગંભીર લાગતી હતી, પણ પરિચય વધતાં મને માલમ પડ્યું કે તે ગંભીરતાનાં મૂળ ઘણાં ઊંડાં હતાં. એ ગંભીરતા હસમુખાપણાની ખામીને લીધે નહોતી, પણ હસમુખાપણાના અતિશયને લીધે હતી; અને એ ગંભીરતાની પછાડી તોફાન, મસ્તી, અટકચાળાપણું એવાં એવાં અનેક સત્ત્વો આનન્દની ઊર્મિઓને ઉછાળવાને માટે છુપાઈ રહ્યાં હતાં. સરલા છેક દોષ વિનાની નહોતી. તે ઘણી હઠીલી હતી; તેનામાં એક જાતની વિચિત્ર આડાઈ હતી; તેનો સ્વભાવ ઘણો ટીખળી હતો. પણ તેના એ દોષોમાં પણ કંઈક એવી મધુરતા હતી કે બીજા કંઈ પણ ગુણ હોત નહીં તો પણ માણસને તેના પર પ્રેમ આવ્યા વગર રહેત નહીં; પણ સરલામાં તો એ મીઠા દોષો ઉપરાંત બીજા ગુણો પણ હતા. તે એવી બુદ્ધિમાન્ હતી! તેનામાં એટલું સૌજન્ય હતું! તેનામાં એટલો સ્નેહ હતો!

પણ જે સ્ત્રીની સાથે મારે કોઈ પણ રીતનો સમ્બન્ધ નથી તેના વિષે મારે વધારે શા માટે લખવુ જોઈએ? સરલા કુમારી હતી પણ તે બીજા પક્ષમાં હતી; મારો વિવાહ થઈ ચૂક્યો હતો; લગ્નની તૈયારી પણ થવા માંડી હતી; તેવે વખતે સરલા વિષેના વિચારો કેવળ નકામા અને બેવકુફીભરેલા હતા. તો પણ એ વિચારો કેટલોક વખત સુધી મારી પાસે રહ્યા; જરા ખંચકાયા પછી એ વિચારો મારી માતાને જણાવવાની પણ મેં હિંમત કરી; તેણે મને ઠપકો આપ્યો, મને પણ મારી ભૂલ જણાઈ,

અને લગ્નની ધામધુમમાં એ વિચારો ભૂલી જવાયા.

એ દરમ્યાન મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં હું પસાર થયો હોવાથી વિદ્યાભ્યાસને અર્થે મારૂં મુંબાઈ જવાનું થયું. મને કોલેજનો અભ્યાસ કરાવી શકાય એવી મારા પિતાની સ્થિતિ હતી નહીં, પણ વિનોદચન્દ્રની મારા ઉપર ઘણી કૃપા થઈ હતી, તેમણે મારા પિતાને પત્ર લખ્યો તેમાં મને વધુ અભ્યાસ કરવા માટે મુંબાઈ મોકલવાનો ખાસ આગ્રહ કર્યો, અને એ અભ્યાસ આગળ ચાલી શકે તેને માટે જરૂરની પૈસાની મદદ કરવાની પણ તેમણે ખુશી બતાવી. મારા પિતાએ તેમનો ઘણો ઉપકાર માન્યો, અને મને મુંબાઈ મોકલ્યો.

પહેલાં તો કેટલોક વખત સુધી મારૂં રહેવાનું એ ઉદાર દિલના પુરુષને ત્યાં જ થયું. વિનોદચન્દ્રની મારા ઉપર ઘણી મહેરબાની હતી, શરતચન્દ્રની મારા પર મમતા હતી, અને સરલાકુમારીનો પણ મારા પર ઘણો સ્નેહ હતો. એ કારણથી મારા મુંબાઈના પ્રથમ દિવસો ઘણા સુખમાં ગયા. એ દિવસોનું હું અત્યારે સ્મરણ કરૂં છું ત્યારે મને એમ જ લાગે છે કે મારા જીવનના સૌથી વધારે સુખના દિવસો તે તે જ હતા. એ ઘરમાં હું હતો ત્યારે સાહિત્યના અને સમાજના, ધર્મના અને રૂઢિના, રાજ્યનીતિના અને સુધારાના અનેક વિષયો પર કેવી રસભરી ચર્ચા ચાલતી ! અને તેમાં સ્રીમંડળ પણ કેવો આગળ પડતો ભાગ લેતું ! શરતચન્દ્ર અને

સરલાકુમારીના સંગીતથી આખા ઘરમાં કેવાં સુખ અને શાન્તિ પ્રસરી રહેતાં ! ચોપાટી ઉપર ફરવા જતાં કે પ્રાર્થના સમાજ તરફ જતાં કેટલો વિનોદ થતો ! કૉલેજમાં પણ હું એ વખતે પરમ સુખ મેળવી રહ્યો હતો. પ્રોફેસરોની મારા પર મહેરબાની હતી, મિત્રોમાં હું પ્રિય થઈ પડ્યો હતો, અને કૉલેજમાં ભણનારી સ્ત્રી વિદ્યાર્થીઓ પણ મારા તરફ સ્નેહની દૃષ્ટિથી જોતી. કૉલેજની ડિબેટિંગ સોસાઈટીમાં હું આગળ પડતો ભાગ લેતો. સ્ત્રીઓના હક વિષે, સુન્દરીઓના સન્માન વિષે, ખોટા વહેમ દૂર કરવા વિષે, રૂઢિનાં બન્ધનો તોડવા વિષે હું જે વિચારો સુણાવતો તે સર્વને પ્રિય થઈ પડતા, અને ઘરમાં શરતચન્દ્ર, સરલાકુમારી વગેરેને એ સઘળો વૃત્તાન્ત કહી સંભળાવતાં પણ મને આનન્દ મળતો. કૉલેજ તરફથી જે પત્ર નીકળતું તેમાં પણ હું ઘણી વાર લેખો લખતો, અને ક્વચિત્ ક્વચિત્ કવિતા પણ બનાવતો. શરતચન્દ્ર ઘરમાં સર્વને તે વાંચી સંભળાવતો, અને સરલાકુમારી તે સાંભળીને ઘણી પ્રસન્ન થતી. ટૂંકામાં, એ સમયે હું સર્વનો લોકપ્રિય થઈ પડ્યો હતો અને મારા સુખની સીમા જણાતી નહોતી.

એ દિવસો જોતજોતામાં પૂરા થયા, અને તેની સાથે મારાં સઘળાં સુખસ્વપ્નો પણ ઊડી ગયાં. મારી સ્ત્રી લક્ષ્મણા મુંબાઇ આવી ત્યારથી મારા દુઃખનો પ્રારંભ થયો. મારા જીવનમાં કડવાશ પેઠી. મને સંસાર તરફ કંટાળો આવવા લાગ્યો. એને કેળવવાના મારા સઘળા પ્રયત્ન નિષ્ફળ ગયા.

સારી રીતભાત હું એને શીખવી શકયો નહીં, સારાં પુસ્તકો હું એની પાસે વંચાવી શકયો નહીં. સ્રીસન્માનના સઘળા વિચારોને તિલાંજલિ આપીને મેં એને અનેક વાર ઠપકો આપ્યો, અને તેથી પણ વિશેષ કીધું. પણ તે કશાની એના જડ હૃદય પર કંઇ પણ અસર થઈ નહીં. મારે માટે એને લેશ પણ માન હતું નહીં, મારા વિચારો એને લેશ પણ રુચતા નહીં, મને એ મૂર્ખ જેવો જ ગણુતી. મારા વચનોને એ લેખવતી નહીં, મારા ઠપકાઓને એ ગણકારતી નહીં, મારી ધમકીઓથી એ ધ્રૂજતી નહીં, મારા મારથી એ મુઝાતી નહીં. શરતચન્દ્ર વિલાયત ગયો હતો. સરલાકુમારી પણ એના પિયરમાં નહોતી. મારૂં હૈયું ઠાલવવાનું સ્થળ પણ મારે માટે રહ્યું નહોતું. દરિદ્રતાનું દુઃખ તો મારે લલાટે લખાયું જ હતું તેમાં બીજાં અનેક દુઃખોનો સામટો ઉમેરો થયો. મારો અભ્યાસ પણ પડી ભાંગ્યો. નિશાળમાં હું હમેશાં ઉંચો નંબર રાખતો તે કૅાલેજમાં ગયા પછી પરીક્ષાઓમાં ઉપરાછાપરી નિષ્ફળતા મેળવવા લાગ્યો. આથી વિનોદચન્દ્રની પણ મારા પરની કૃપા ઓછી થઈ ગઈ, અને તેઓ મને ઠપકો દેવા લાગ્યા.

એ પ્રમાણે બે ત્રણ વર્ષ વહી ગયાં એટલામાં એક નવું દુઃખ મારા પર આવી પડયું. એકાએક મારા પિતાના મંદવાડનો મારા પર તાર આવ્યો. હું ઘણો ગભરાયો, અને તરત જ મુંબાઈ છોડીને મારી જન્મભૂમિ તરફ પાછો વળ્યો. મારા પિતા અચેત અવસ્થામાં પડયા હતા.

મને જોયાનો સન્તોષ તેમને મળી શક્યો નહીં. હું તેમની સાથે એક અક્ષર પણ બોલી શક્યો નહીં. તેમનું અવસાન થયું.

ન્યાતના રિવાજ પ્રમાણે, મારા પિતાના મૃત્યુ પાછળ મારે ભારે ખરચ કરવો પડ્યો. જમણવાર આદિમાં મારા ગજા ઉપરાંત મારે ખેંચાવું પડ્યું, અને મારી નિર્ધન સ્થિતિને લીધે મારે અભ્યાસને પડતો મૂકવો પડ્યો. અભ્યાસ તરફ મારૂં લક્ષ જોઈએ તેવું નહોતું એમ વિનોદચન્દ્રને લાગેલું હોવાથી એમણે પણ મને અભ્યાસ જારી રાખવા આગ્રહ કીધો નહીં. હવે જેમ તેમ કરીને હું મારો નિર્વાહ ચલાવવા લાગ્યો.

એટલામાં એક નવું દુઃખ મારા પર આવી પડ્યું. મારી બહેન રૂક્મિણી સાસરામાં ગયા પછી સુખી થઈ નહોતી. તેનો પતિ કુછંદી અને ક્રૂર હતો તે તેને ઘણું દુઃખ દેતો. મારી બહેન પ્રભુ પર ભરોસો રાખીને જેમ તેમ કરીને જીવન ગાળતી. એવી સ્થિતિ પણ લાંબો વખત ન ચાલી. એનો પતિ કોઈ ભૂંડા રોગમાં સપડાયો અને કેટલોક વખત સુધી ભયંકર દુઃખ ભોગવ્યા પછી એના અનીતિમય જીવનનો અન્ત આવ્યો, અને રૂક્મિણી ઉપર અસહ્ય દુઃખનું વાદળ તૂટી પડ્યું. વિધવા થયા પછી કેટલોક સમય સુધી તો એ સાસરામાં જ રહી. પણ પછી કંઈ તકરાર થવાથી મારી માતાએ તેને અમારે ત્યાં લાવીને રાખી. એ તકરારમાં વાંક કોનો હતો તે મારાથી કહી શકાતું નથી. માધવલાલ તથા તેની સ્ત્રીનો સ્વભાવ લોકમાં

ઘણો સારો કહેવાય છે, તેમની સાથે મારી માતાને જે તકરાર થઈ તેમાં લોકો મારી માતાનો વાંક કાઢે છે, અને મારી બ્હેનને પણ એનો જ વાંક લાગે છે. ગમે તેમ હોય, મારી બ્હેન સાસરૂં છોડીને અમારે ત્યાં આવ્યા પછી વધારે સુખી ન થઈ. મારી સ્ત્રી કોઈનાં પણ દુઃખ ઓછાં કરવાને સર્જાયલી નહીં તે વિધવા નણંદની સાથે સલાહસંપથી તો શેની જ રહે ? એટલું જ નહીં પણ મારી બીજી બ્હેનો પણ તેની શત્રુ જેવી થઈ હતી. હું એ સઘળું જોતો અને જાણતો, મનમાંથી બળતો, પણ ઘરમાં મારી સત્તા ચાલતી નહીં અને મારી બ્હેનનું દુઃખ ઓછું કરવાની શક્તિ મારામાં હતી નહીં. રૂક્મિણીને જરા જરામાં ઓછું આવતું. ક્યાં જવું ને શું કરવું તે તેને સૂઝતું નહીં. હૃદયનો ભાર ઠાલવવાનું એક પણ સ્થળ તેને જણાતું નહીં. સાચો સલાહકાર કોઈ પણ તેની નજરે પડતો નહીં. પોતાનો પક્ષ કરનાર, પોતાની વહારે ધાનાર આ વિશાળ વિશ્વમાં કોઈ પણ તેને જણાતું નહીં. એ અને એવાં અનેક દુઃખો આપણા સંસારમાં કઈ વિધવાથી અજાણ્યાં છે ? રંક વિધવાઓ અસંખ્ય વર્ષો થયાં એવાં દુઃખ વેઠતી આવી છે, અને અસંખ્ય વર્ષો સુધી એવાં દુઃખ વેઠતી રહેશે. નિષ્ઠુર જગત્‌ને તેની ક્યાં દરકાર છે ?

આવા આવા વિચાર તે વખતે મારા મનમાં આવતા અને તે હું છૂટથી ઉચ્ચારતો. સુધારક મંડળમાં આથી હું ઘણો લોકપ્રિય થઈ પડ્યો હતો. મારો મિત્ર શરતચન્દ્ર વિલાયતથી પાછો ફર્યો ત્યારે તેના માનમાં જે મેળાવડો

થયો તેમાં હાજર રહીને મેં મારી લોકપ્રિયતામાં ઘણો વધારો કર્યો. એ મેળાવડામાં સરલાકુમારી આદિ સ્ત્રીમંડળ પણ હાજર હતું. એ મેળાવડામાં અમારી આગળ ચાહના પ્યાલા ધરવામાં આવ્યા ત્યારે ક્ષણવાર હું ગુંચવાયો, પણ પછી હિંમત રાખીને ચાહનો પ્યાલો મેં પણ સ્વીકાર્યો અને એક ખરા સુધારક તરીકેની મારી લોકપ્રિયતા તે વખતે આખા મંડળમાં કાયમ રહી. પણ પાછળથી એ બનાવને લીધે હું ઘણો ખટપટમાં આવી આવી પડચો અને આખરે મારે પ્રાયશ્ચિત્ત કરવું પડયું. આથી સુધારાવાળા મારી નિન્દા કરવા લાગ્યા અને મને 'બાયલો', 'હીચકારો' કહીને મારો તિરસ્કાર કરવા લાગ્યા. પણ મેં મારી ભૂલ જોઈ હતી, અને જૂના વિચારવાળા મોટા મંડળમાં દાખલ થઈને એક "વિદ્વાન્" છતાં "ઠરેલ વિચારના" પુરુષ તરીકે મારી પ્રતિષ્ઠામાં મેં વધારો કર્યો.

હવેથી જ્યારે જ્યારે પણ મને પ્રસંગ મળે છે ત્યારે ત્યારે સુધારાની તથા સુધારાવાળાઓની નિન્દા કરવાનું હું ચૂકતો નથી. સુધારાવાળાઓની એક્કેએક ભૂલ હું સ્મરણમાં રાખું છું. જે જે પુસ્તકો હું વાંચું છું તેમાંથી સુધારાની વિરુદ્ધનું જે કંઈ મને જડી આવે છે તે સર્વની હું નોંધ રાખું છું. નવાં છપાતાં પુસ્તકોમાંથી જેમાં વિધવાઓનાં દુઃખનું ચિત્ર આપ્યું હોય એવા એક્કેએક પુસ્તકને હું વખોડી કાઢું છું. ઈશ્વરે જેમને દુઃખને માટે સર્જાવ્યાં હોય તેવાં પાપી પ્રાણીઓ તરફ દયા રાખવી એ હું મોટામાં મોટો અધર્મ સમજું છું.

વિધવાઓના કેશવપનનો હું હિમાયતી છું; કારણ કે તેઓનાં નીચાં નમેલાં મસ્તક ઉપર હજામનો અસ્ત્રો ફરતો જાય તેની સાથે તેઓના કેશ માત્ર નહીં પણ આ જન્મનાં અને આગલા જન્મનાં પાપ પણ સાફ થઈ જાય છે એવું મારું માનવું છે. સ્ત્રીસ્વાતંત્ર્યની વાતોને હું હસી કાઢું છું, અને પુરુષના જેટલું સુખ સ્ત્રીને હોય નહીં, કારણ કે "પુરુષ તે પુરુષ છે અને સ્ત્રી તે સ્ત્રી છે" એવાં વચનોથી હું મારા સુધારક શત્રુઓને મહાત કરૂં છું. ઇંગ્લાંડમાં સ્ત્રીકેળવણીને લીધે સ્ત્રીઓ કેવી ફાટી ગઇ છે અને કેવાં તોફાન મચાવે છે, જાપાનમાં પણ સ્ત્રીકેળવણીથી કેટલું નુકસાન થયું છે તે સર્વ હું મારા અજ્ઞાન બંધુઓને કહી સંભળાવું છું. જૂદા જૂદા દેશના વહેમભરેલા રિવાજોનું એક પુસ્તક તૈયાર કરીને રૂઢિનું કેવું બળ છે, અનિષ્ટ અને વહેમભરેલી રૂઢિઓ કેટલા બધા દેશમાં છે, તે રૂઢિઓને માન આપવાનો ધર્મ કેવો મોટો છે, તે રૂઢિઓને નાબુદ કરવાની અધર્મ્ય વૃત્તિનો જેથી ઉદ્ભવ થાય એવી રીતની કેળવણી આપવામાં કેટલો અનર્થ છે તે મેં દર્શાવ્યું છે. રોવા કૂટવાની જે રીત આપણામાં ચાલે છે તે જો કુદરતી અને લાભકારક ન હોત તો તે ચાલત જ કેવી રીતે એવો પણ પ્રશ્ન મેં એ પુસ્તકોમાં ઉઠાવ્યો છે. બાળલગ્નથી માબાપનો આત્મા કેટલો પ્રસન્ન થાય છે, દંપતીની વચ્ચે કેવી સ્નેહભરી રમતો રમાય છે, દાંપત્યસુખ મેળવનાર વિદ્યાર્થીને અભ્યાસમાં પણ કેવી સગવડ થાય છે, સ્ત્રીપુરુષ એકબીજાની

સાથે પ્રેમપાશમાં બંધાઇ ન જતાં કેવાં વડીલોની આજ્ઞામાં રહે છે તે સર્વ હું દાખલા દલીલો વડે સાબીત કરી આપું છું; અને જો કે ખાવાપીવાની બાબતમાં મારી નાજુક તબીયતને લીધે મારે કંઈક છૂટ લેવી પડે છે તેનો અવળો અર્થ કરીને કેટલાક મૂર્ખ માણસો મને 'દંભી' કહે છે, તો પણ ન્યાતના અગ્રણી પુરુષો મને ઘણો ધર્મિષ્ઠ ગણે છે અને કોઈને ન્યાતબહાર મૂકીને "ધર્મનું રક્ષણ કરવાનો" શુભ પ્રસંગ જ્યારે જ્યારે આવે છે ત્યારે ત્યારે તેઓ મારા તરફ ઘણા માનની નજરથી જોય છે અને મારા વિચારો માન્ય રાખે છે. (સારે નસીબે એવા પ્રસંગો મહિનામાં બે ચાર વખત આવ્યા વગર રહેતા નથી, કારણ કે સૂક્ષ્મમાં સૂક્ષ્મ બાબતોને લગતા પણ 'ઠરાવો' કરવામાં અમે ઘણા ચોક્કસ રહીએ છીએ અને પરિણામે એ ઠરાવનો ભંગ કરનારાઓને શિક્ષા કરવાનું ધોરણ જો કે ઘણી વાર અમારે રબ્બરની દોરીના જેવું–'elastic'–રાખવું પડે છે તો પણ ન્યાતની સર્વોપરી સત્તા સિદ્ધ કરી આપવાને માટે અમે ઘણા ઉત્સુક રહીએ છીએ અને ગમે તેવા તુચ્છ કારણસર ન્યાતના કોઈ પણ માણસને–ખાસ કરીને દુનિયામાં લગાર પંકાયો હોય એવા માણસને–'ઉંચકવો' એટલે તેની સાથેનો સંસર્ગ બંધ કરવો–તેને ન્યાતબહાર મૂકવાને તૈયાર થઈ જવું–એમાં અમારી પ્રતાપી ન્યાતનું ખરેખર ગૌરવ રહેલું છે એવું અમે સમજીએ છીએ.)

આ પ્રમાણે મારી લોકપ્રિયતાના સૂર્ય ઉપર જે

વાદળાંઓ આવી ગયાં હતાં તે હવે વિખેરાઈ ગયાં છે, અને ન્યાતના એક આગેવાન તરીકે સર્વ કોઈ મારા તરફ માનની નજરથી જોય છે અને સર્વનો હું લોકપ્રિય થઈ પડ્યો છું.

('સાંજ વર્તમાન', પતેતી અંક, ઇ. સ. ૧૯૧૩)

સુરત એ મોજીલું શહેર ગણાય છે. મોજ માણવાની વૃત્તિ એ સુરતીઓનું આગળ પડતું લક્ષણ છે. સુરતીઓના એ મોજીલાપણા વિષે જ્યારે જ્યારે હું વિચાર કરૂં છું ત્યારે ત્યારે સુરતના વતની તરીકે મારા હૃદયમાં આનન્દ અને ગર્વની લાગણી ઉત્પન્ન થાય છે. પણ જેઓ સુરતીઓને મોજીલા કહે છે તેઓ હમેશાં તેમની પ્રશંસા અર્થે જ એ વિશેષણ વાપરતા હોય એમ જણાતું નથી. ઘણી વાર એ વિશેષણની સાથે જ 'આળસુ' અથવા 'નિરુદ્યમી' એવું પણ એકાદ વિશેષણ તેઓ ઉમેરે છે, અને મને ઘણો ભય છે કે સરળ હૃદયથી, નિખાલસ મનથી, કે ગુણગ્રાહક બુદ્ધિથી એ વિશેષણો ભાગ્યે જ વપરાતાં હોય. 'આળસ' અથવા 'નિરુદ્યમીપણુ' એ ગુણના બચાવમાં મારે ઘણું ઘણું કહેવાનું છે, પણ તે હું કોઈ

બીજા વખતને માટે મુલ્તવી રાખીશ. હાલ તો 'મોજ' અથવા 'મોજીલાપણું' એ વિષે જ બે બોલ લખીને હું સન્તોષ માનીશ. એ 'મોજ' કે 'મોજીલાપણા' ઉપર બીજાના જેવો કોઈ પણ રીતનો અકારણ દ્વેષ મારે ન હોવાથી મધ્યસ્થ વૃત્તિથી એ વિષય પર વિચાર ચલાવવાની મારામાં ખાસ યોગ્યતા છે એમ હું માનું છું, અને તેથી જ એ વિષય પરના મારા વિચારો વાચક વર્ગ આગળ રજુ કરવાની હું હિમત કરૂં છું. એ વિચારો કોઇ ફિલસુફના કે તફડંચીમાં કુશળતા ધરાવનારા 'વિદ્વાન્'ના નથી, પણ પ્રાકૃત મનુષ્યના છે, એટલે નૂતન વર્ષને દિવસે 'વિચારો' જેવી શુષ્ક વસ્તુ જેવી અને જેટલી ત્રાસદાયક થાય છે તેવા અને તેટલા ત્રાસદાયક આ વિચારો નહીં થાય એવી મને ઉમેદ છે. સુરતના મોજીલા વાચકો એમાં મોજ માણી શકે કે કેમ તે તો દૈવાધીન છે એટલે તે વિષે હું નિશ્ચિન્ત રહીશ.

નાનાં બાળકોને કવિશ્રી ન્હાનાલાલભાઈએ 'પ્રભુના પયગમ્બરો' કહેલા છે. તેઓ જ્યારે મોજમાં નથી હોતાં ત્યારે રડે છે, કંકાસ કરે છે, પજવે છે; પણ જ્યારે તેઓ પાછાં પ્રકૃતિમાં આવે છે, જ્યારે તેઓ સ્વસ્થ હોય છે ત્યારે તેઓ મોજમાં જ રહે છે.

'હાસ કરતું આકાશમાં નિરખે ન્હાનું બાળ'

એ પંક્તિ રા. નરસિંહરાવભાઈએ રચી ત્યારે મોજ માણતા બાળકનું ચિત્ર જ એમનાં કવિનયન આગળ ખડું હતું. એ મોજ માણતું બાળક જ હાસ કરી શકે છે, આકાશ વગેરે પ્રકૃતિનાં દૃશ્યોને નિહાળીને તેની સાથે

એકતાનતા સાધી શકે છે, 'રસાળ કવિત્વ'નું હૃદય પર સિંચન થતાં તેના વડે પ્રફુલ્લ બની શકે છે, પ્રભુના દિવ્ય સંદેશા પોતે ઝીલીને અન્યને ઝીલાવી શકે છે. એ મોજ માણતાં બાળકો જ પ્રભુના પયગમ્બરો છે.

યૌવનનો સમય એ તો ખરેખરો મોજનો જ સમય ગણાય છે. એ મોજનો સમય આપણાથી ટૂંકાવી ન દેવાય, અકાળની વૃદ્ધાવસ્થા આપણે ન પ્રાપ્ત કરીએ, 'સનાતન યૌવને રાતી, હસું આનન્દ હું લ્હાતી' એ રા. નરસિંહરાવભાઈની ઉષા જેવી સનાતન યૌવનની રતાશ આપણામાં રહે, આપણે હસતાં રહીએ, અને આપણે આનન્દની લહાણ કરીએ એવું આપણા હિતૈષીઓ આપણે માટે ઇચ્છે છે. એ યૌવનની મોજ માણવાની શક્તિમાં જ જીવનની કવિતા સમાયલી છે. ઘણા કહે છે કે આપણો સામાજિક વ્યવહાર એવી રીતનો છે કે તેમાં એ કવિતાનો રસ બરાબર ઝામતો નથી. અનેક પ્રકારનાં અર્થહીણાં, ત્રાસદાયક અને અનર્થકારક બન્ધનોથી આપણું જીવન એવું જકડાઈ ગયેલું હોય છે કે જીવનની જે ખરેખરી મોજ તે આપણે ગુમાવીએ છિયે, યૌવનનો ઉદય થતાં પહેલાં તો તેને આપણે કચરી નાંખીએ છિયે, જિંદગીનો જે લહાવો તે આપણે લેતા નથી, યૌવનની જે મોજ માણવાની શક્તિ તેને આપણે કુંઠિત કરી નાંખીએ છિયે, જીવનની જે કવિતા તે આપણે ગુમાવીએ છિયે, અને શુષ્ક, નીરસ, નિઃસત્વ જીવન આપણે ગાળીએ છિયે. 'જીવનનો ઉલ્લાસ' આપણામાં હોતો નથી, જીવનનો

આનન્દ આપણે અનુભવતા નથી, જીવનની મઝાહ આપણે મેળવી શકતા નથી. આ કથનમાં કેટલુંક સત્ય સમાયલું છે એમ મારે કબૂલ કર્યા વિના ચાલે એમ નથી. છતાં પણ મને લાગે છે કે મોજ માણવાની વૃત્તિ એ એવી કુદરતી, સર્વવ્યાપક, અને પ્રભાવશાળી છે કે અનિષ્ટ રૂઢિઓ અને હાનિકારક રીતરિવાજોના મહાન્ સંકટમાં આવી પડવા છતાં પણ એ વૃત્તિ માનવહૃદયમાંથી કદી સર્વાંશે લુપ્ત થઈ શકતી નથી, અંધકારના અનેક પડદાઓને ભેદીને પણ એ પોતાનું સુન્દર મુખ આપણને બતાવે છે, અને આપણા જીવનમાં કંઈ અનેરી દીપ્તિ ઝળકાવીને તેને ઉજ્જવળ અને આકર્ષક બનાવે છે. લજ્જાનો કુદરતી ભાવ, વડીલ જનોની મર્યાદા, સમાજના વિનય–વિવેકના વિચારો એ સર્વ પહાડના જેવા મહાન્ અન્તરાયો હોવા છતાં પણ જેવી રીતે કોઈ પ્રેમાળ યુવતિની દૃષ્ટિ પોતાના પ્રિય જન તરફ ફરી વળે છે તેવી જ રીતે મોજ માણવાની વૃત્તિ પણ અનેક અડચણોને ઉલ્લંઘીને મનુષ્યના આખા જીવનપટ ઉપર પોતાનો પ્રકાશ પ્રસારી મૂકે છે.

એ પ્રકાશ વિના આપણું જીવન કેવુ અંધકારમય બની જાય! એ પ્રકાશ વિના કેવી ઘોર રજની પ્રસરી રહે! એ પ્રકાશ વિના કેવી ભયંકરતા વ્યાપી રહે! જે વ્યક્તિ, જે સમાજ, જે સત્તા એ પ્રકાશને ઝાંખો પાડવાનો કે તેને લુપ્ત કરવાનો પ્રયાસ કરે છે તે કુદરતના માર્ગની–પ્રભુના પન્થની આડે જનારી છે, સમાજનો વિનાશ કરનારી

છે, સંસ્કૃતિનો ઉચ્છેદ આણનારી છે. જે વ્યક્તિએ, જે સમાજે, જે સત્તાએ પ્રજાની નિર્દોષ મોજમઝાહ મેળવવાની કુદરતી શક્તિઓનો વિધ્વંસ કર્યો છે તેણે શો અનર્થ નથી કર્યો? શી હાનિ નથી પહોંચાડી? શી અવનતિ નથી આણી? જેમાં ઉલ્લાસ નહીં, જેમાં આનન્દ નહીં, જેમાં મોજ નહીં તે જીવનને તમે જીવન કહેશો? એ તો જીવતું મોત છે. જેમાં રસની રેલ નહીં, પ્રેમની ઊર્મિઓ નહીં, આશાનાં ઉદ્દયનો નહીં તે તારુણ્યને તમે તારુણ્ય કહેશો? એ તો અકાળનું ઘડપણ છે. જેમાં જિજ્ઞાસાનું પોષણ નહીં, વિચારશક્તિનો વિકાસ નહીં, અને ભવ્ય ભાવનાઓની ખીલાવટ નહીં તે પાઠશાળાઓ (અને 'સંસ્કૃતિને પોષનારી' સંસ્થાઓ) ને તમે પાઠશાળા (કે 'સંસ્કૃતિને પોષનારી' સંસ્થાઓ) કહેશો? એ તો બાળકોનાં બન્દીખાનાં છે. જ્યાં સ્ત્રીને સન્માન નહીં, દીનને દયા નહીં, અને સીઝાતાને શરણું નહીં તે સમાજને તમે સમાજ કહેશો? એ તો ભયંકર કતલખાનું છે.

જ્યાં જ્યાં મોજ માણવાની શક્તિ અકુંઠિત રહેલી છે ત્યાં ત્યાં આરોગ્ય છે, આનન્દ છે, સ્વસ્થતા છે, શાન્તિ છે. જ્યાં શરીરની સ્વસ્થતા નથી હોતી કે ચિત્તની શાન્તિ નથી હોતી ત્યાં મોજ માણવી તદ્દન અશક્ય થઈ પડે છે. દિલમાં બેચેની વ્યાપી રહી હોય, મસ્તકમાં વેદના થતી હોય, બિછાનામાં સ્વસ્થતાથી પડયા રહેવું પણ અશક્ય બન્યું હોય તે વખતે મોજના વિચારો કોઈને આવેલા કદી જાણ્યા છે? ક્રોધનો વહ્નિ ભભુકી રહ્યો હોય, વૈરના વિચારો

ધુમાયાં કરતા હોય, ચિત્તમાં ઉકળાટ ઉકળાટ વ્યાપી રહ્યો હોય તે વખતે મોજનું સૂચનમાત્ર પણ નિર્ભયપણે કોનાથી થઈ શકે ? શોક, મોહ, ચિન્તા આદિ વિકારોને વશ જે આત્મા થયો હોય તેને મોજનો આવકાશ જ નથી હોતો. શિષ્યને અમુક વિષય તરફ અરુચિ હોય તો ગુરુ તરફથી ગમે તેટલા ઉત્સાહથી તે વિષય ચર્ચવામાં આવે છતાં રસની નિષ્પત્તિ કદી થઈ શકતી જ નથી, શિષ્યને એ વિષયમાં મઝાહ આવતી જ નથી, એ વિષયની મોજ તે માણી શકતો જ નથી, એ વિદ્યાર્થીજીવનના નિત્યના અનુભવની વાત છે. એવા એક જ વિષય–ગણિતશાસ્ત્ર–તરફ હું અંગુલિનિર્દેશ કરીશ તો મારા કથનમાં રહેલા સત્યની અનેક વિદ્યાર્થીઓનાં હૃદય સાક્ષી પૂરશે.

પણ કદાચ કોઈ કહેશે કે ગણિતનો તો વિષય જ એવો છે. સાહિત્યના વાચનથી જે આનન્દ મળે છે તે તો અલૌકિક છે. એ આનન્દ ઘણી વાર બ્રહ્મના આનન્દ સાથે સરખાવાય છે. એ આનન્દ તો સર્વ કોઈ મેળવી જ શકે. આમ કહેનારને આપણે એટલું જ કહીશું કે ધીમે, ભાઇ, ધીમે ! 'આમ હોવું જોઇએ' અને 'આમ હોઈ શકે'ની હવાઈ મુસાફરી કરવી છોડીને 'આમ છે'ની સંગીન સત્યની બનેલી ઈમારત તરફ તું જો, એટલે વસ્તુસ્થિતિ તને સમજાશે. જે સાહિત્યનો ગ્રન્થ તારે વાંચવાનો હોય તે કોઈ અઘરી અને જે તરફ તને તદ્દન અરુચિ હોય એવી ભાષામાં લખાયો હોય, એ ભાષાની બેચાર લીંટીઓ વાંચતાં જ તારૂં મન તેમાંથી પાછું હઠતું હોય, એ

ભાષામાંથી કોઈ પારકી અને તેથી કઠણ લાગતી ભાષામાં તરજુમો કરવાની જવાબદારી તારા શિર પર ઝઝુમી રહેલી હોય, વચમાં વચમાં લાંબા સમાસોરૂપી ભેખડોના અન્તરાય નડતા હોય, અપરિચિત શબ્દરૂપી કંટકો તો આખા માર્ગમાં પથરાયા હોય, એવી સ્થિતિમાં સાહિત્યના વાચનનો 'અલૌકિક આનન્દ' મેળવવાનો પ્રયત્ન તું કર અને પછી જો કે બ્રહ્મનો આનન્દ તને કેટલો મળી શકે છે, રસની રેલમાં તું કેટલો તણાય છે, અને અભ્યાસની મોજ તું કેટલી માણી શકે છે. અમુક વિષય તરફ જ્યાં કુદરતી અણગમો હોય ત્યાં મોજ કદી આવતી નથી.

એ સમ્બન્ધમાં મારો એક તાજો અનુભવ હું નોંધીશ તો તે અસ્થાને નહીં ગણાય. શ્રી હર્ષનું "રત્નાવલી" નું નાટક હું શીખવતો હતો. એક દિવસે એક શિષ્ય તરફથી "**रत्नावली मृता**" એ પ્રમાણે ચાકના અક્ષર વડે મારા ટેબલ પર લખવામાં આવેલું મેં વાંચ્યું. તે વાંચતાં મને આશ્ચર્ય ઊપજ્યું. એ નાટકનો પહેલો અંક મેં ભાગ્યે પૂરો કર્યો હશે, એટલામાં તો "**रत्नावली मृता**" એમ એ શિષ્યને થઈ ગયું. "રત્નાવલી મરી ગઈ? એ શા માટે મરી જાય? હજી તો એના સુખી જીવનનો આરંભ પણ થયો નથી, ભયંકર આફતમાંથી એ તરતની જ ઊગરી છે, ઉદયનની સાથે એને પ્રસંગ પણ પડ્યો નથી, એના સઘળા લાડકોડ હજી અધુરા છે, એ નિર્દોષતા, પ્રેમ, કોમળતા, અને રમણીયતાની મૂર્તિ અકાળે વિનાશ પામે? ના, ના, ઘણું જીવો રત્નાવલી!" એવા ઉદ્‌ગારો

સ્વાભાવિક રીતે મારા મુખમાંથી નીકળી ગયા. પણ "**रत्नावली मृता**" એ બે શબ્દ વડે "રત્નાવલી" નો અભ્યાસ કરતાં લખનારને જે તીવ્ર વ્યથા થતી હશે તેનું ચિત્ર મારાં નયન આગળ ખડું થયા વિના રહ્યું નહોતું, અને લખનાર તરફ સહાનુભૂતિની લાગણી સ્વાભાવિક રીતે મારા મનમાં ઉત્પન્ન થઈ હતી. કૉલેજના અભ્યાસના આરંભકાળથી સંસ્કૃત, ફારસી વગેરેને બદલે માતૃભાષાઓનો અભ્યાસ કરવાની છૂટ યુનિવર્સિટિ તરફથી આપવામાં આવે તો જ આવા અણરુચતા વિષયો શીખવાના ત્રાસમાંથી વિદ્યાર્થીઓ બચી શકે.

અરુચિ સાથે કરાયલો અભ્યાસ નિષ્ફળ જ નીવડે છે, અરુચિ સાથે આદરવામાં આવેલી પ્રવૃત્તિઓ ઉપલકિયા જ હોય છે, અરુચિ સાથે બંધાયલા સમ્બન્ધો બન્ધનરૂપ જ હોય છે, અરુચિ સાથે જીવાયલું જીવન બોજારૂપ જ થઈ પડે છે. આ સત્યો એટલાં સાદાં અને સહેલાઈથી સમજી શકાય એવાં છે કે તેના ઉપર વિશેષ ભાર મૂકવાની જરૂર જેવું બીલકુલ લાગે નહીં. છતાં વ્યવહારમાં એ સત્યો તરફ કેટલુંયે દુર્લક્ષ રખાતું આપણે જોઈએ છિયે! જો એ સત્યો તરફ ખરેખરૂં યોગ્ય આદરથી જોવામાં આવતું હોત તો આપણી પાઠશાળાઓના અભ્યાસક્રમમાં તેમ જ શિક્ષણ અને પરીક્ષણની પદ્ધતિઓમાં મહત્ત્વના ફેરફારો ક્યારનાએ થઈ ચૂક્યા હોત, રૂઢિના દબાણને લીધે ગજા ઉપરાંત જઈને કરવામાં આવતી તનમનધનની હાનિ કરનારી સમાજની અનિષ્ટ પ્રવૃત્તિઓ ક્યારનીએ

બંધ પડી હોત, આગળ પાછળનો વિચાર કર્યા વિના, યોગ્યતા તરફ લક્ષ આપ્યા વિના, હૃદયની કુદરતી લાગણીઓનો ખ્યાલ આણ્યા વિના ગમે તેટલી ઉમ્મરે અને ગમે તેવી વ્યક્તિઓ વચ્ચે લગ્ન જેવા પવિત્ર સમ્બન્ધો બંધાય એ સ્થિતિ નાબુદ થઈ ગઈ હોત, અને કંઈક નવા જ રસથી, કંઈક નવી જ ઊર્મિઓ સાથે, કંઈક નવી જ ભાવનાઓથી ભરેલાં સુખી કુટુમ્બો આનન્દથી જીવન નિર્ગમતાં અને નાના પ્રકારની મોજો માણતાં આપણે જ્યાં ને ત્યાં નિરખી શકત.

જીવનની એ મોજ જેમણે માણી નથી તેઓ પોતાની જાત પ્રત્યેના કે પોતાના કુટુમ્બ પ્રત્યેના પણ ધર્મ બરાબર નથી બજાવી શકતા, તો દેશસેવાના મહાન્ ધર્મની તેમના તરફથી આશા જ શી રાખવી?

'સજાત જોડાં જાતભોગથી પરહિતમાં પરવરશે' એવી 'અનેરી આશા' રા. લલિતે પોતાના એક કાવ્યમાં પ્રકટ કરી છે, પણ પરસ્પરાનુકૂળ ગુણસમૃદ્ધિથી સંપન્ન અને એકબીજા તરફ કોઈ છૂપી સાંકળથી ખેંચાતાં 'સજાત જોડાં' જ્યાં ન હોય ત્યાં 'પરહિતમાં પરવરવા'ની ઊંચી ભાવના પણ ક્યાંથી હોય? સઘળા સુન્દર વિચારો, સઘળી કોમળ લાગણીઓ, સઘળી ઉન્નત ભાવનાઓ, મોજ માણવાની શકિત અને વૃત્તિ જેમણે ગુમાવી નથી તેવાં, નિર્મળ, પ્રેમાળ, અને સંસ્કારી જીવન ગાળનારાં દંપતીને માટે જ શક્ય છે, અન્યને માટે નહીં.

ઉપર જે કંઈ વિવેચન કરવામાં આવ્યું છે તે પરથી

સમજાશે કે આરોગ્ય, સ્વસ્થતા, શાન્તિ એ સર્વની સાથે મોજને ઘણો ગાઢો સમ્બન્ધ છે, શરીરની તેમ જ મનની તંદુરસ્ત હાલત એ જ મોજની ઉત્પાદક છે, અને એથી વિપરીત સ્થિતિમાં મોજનો સંભવ કદી હોતો નથી. વળી એ પણ આપણે જોયું કે એ મોજ કોઈ ક્ષુલ્લક વૃત્તિ નથી, પણ એ અનેક ઉદાર વિચારો અને ઉજ્જવળ ભાવનાઓની પ્રેરનારી છે. આરોગ્યસૂચક અને બલવર્ધક એ મોજની વૃત્તિ મારા વાચક બંધુઓ અને ભગિનીઓમાં અખંડ રહે એટલું જ કહીને હું હાલ વિરમીશ.

('દેશબંધુ', દીપોત્સવી અંક,
સં. ૧૯૮૧, ઇ. સ. ૧૯૨૫)

'મોડાં ન ઊઠવું' એ શિખામણ આજ કાલ ઘણી
ાંઘી થઈ ગઈ છે–લગભગ 'ચાહ ન પીવી' એ
ાખામણના જેટલી જ. છતાં લોકો ચાહ પીએ છે અને
ાડા પણ ઊઠે છે. નિન્દાખોરોની નિન્દાનો ભોગ થઈ
ડ્યા છતાં એ મીઠી મઝાઓ કદી લુપ્ત થશે ખરી ?
ને એ લુપ્ત થશે ત્યારે પછી દુનિયા કેવી જણાશે ?
વેતાવિહોણી અને રસશૂન્ય ! જાણે પ્રલયકાળ પાસે આવ્યો !

શિયાળાના દિવસો હોય, કકડતી ટાઢ પડતી હોય,
ાદડાની હૂંફમાંથી જરા ય ખસવું ગમતું ન હોય એવે
ખતે મીઠી નિંદરની મઝાહ માણવી એ તો પૂર્વ જન્મમાં
ાકૃત જેણે કર્યાં હોય તેનો જ અધિકાર હોઈ શકે.
ડાણું વાયું છે, તડકા નીકળ્યા છે, ઊઠવાનો વખત થઈ
યો છે, રે ! ચાહની પણ તૈયારી થઇ છે એમ જાણવા

છતાં 'હજી જરા પાંચ મિનિટ સૂઈ લઈએ' એમ થાય, અને એમ 'પાંચ મિનિટ' 'પાંચ મિનિટ' 'પાંચ મિનિટ' કરતાં કરતાં ખાસો અડધો પોણો કલાક કાઢી નાંખીએ, અને પછી સંકલ્પના બળ વડે જ જે થઈ શકે તે મહાન્ કાર્ય આદરીએ, ઝપ લઈને પથારીમાં બેઠાં થઈએ અને ભગવાન્ બુદ્ધના જેટલા જ અડગ નિશ્ચયથી શય્યાની મીઠી લાલચોને પરહરીને આપણું 'મહાભિનિષ્ક્રમણ' આપણે કરીએ, એવાં અદ્ભુત પરાક્રમોનાં વર્ણન આપીને ગુજરાતના કવિવરોએ જો રસની રેલ ન રેલાવી હોય તો તેમાં 'કોનો વાંક ?' આપણા કાવ્યસાહિત્યની દરિદ્રતા વિષે રોદણાં રડવાની તો ફેશન છે, અને હું પણ ફેશનોનો પૂજારી છું, છતાં અત્યારે જે નવીન વિચાર મને સ્ફુર્યો છે, કાવ્યવ્યાપારને માટે અનુકૂલ જે વિશાળક્ષેત્ર મને એકાએક જડી આવ્યું છે તે નવી શોધનો આનન્દ કોલમ્બસની પેઠે અનુભવવાનો પ્રયત્ન કરતાં ગાઢ અંધકાર ઉત્પન્ન કરતી શ્યામ વાદળીઓમાંથી ઝબકતી વીજળીના જેવી અસર મારા હૃદય ઉપર થાય છે અને મને એમ ખાત્રીથી લાગ્યા વિના નથી રહેતું કે ગુજરાતને હવે જરૂર ઘણા થોડા વખતમાં કોઈ મહાકવિ સાંપડશે. એ મહાકવિ કોણ ? સતેજ બની ગયેલી અને ચળવળ કરી મૂકતી મારી કલ્પનાને 'સંસ્કારી સંયમ' વડે હું એટલેથી જ રોકી રાખીશ અને મૂળ વિષય તરફ પાછો વળીશ.

એ વિષય કયો ? 'ઊંઘણસી' 'ઊંઘણસી' એવાં એવાં અનાદરસૂચક વચનો વાપરીને જેમને હલકા

પાડવામાં આવે છે તેનું સાચું ગૌરવ સિદ્ધ કરવાનો; નિદ્રાદેવીનાં પ્રિય ભક્તજનોને જગતે અત્યાર સુધીમાં જે અન્યાય આપ્યો છે તેમાંથી તેમને ઉદ્ધારવાનો. બસ, એ જ, એ જ મારો આજનો વિષય, પછી નામ તમે તેને ગમે તે આપો તેની મને પરવા નથી.

નિદ્રાને તમે હલકી ગણો! નિદ્રા તરફ તમે અનાદર બતાવો! નિદ્રાળુઓની તમે નિન્દા કરો! છતાં કોઇ કહેશો કે નિદ્રા વિના કોને ચાલ્યું છે? રાય અને રંક, ગરીબ અને તવંગર, રૂપ અને કુરૂપ કોઈના ભેદ ગણ્યા વિના સર્વ ઉપર એ પોતાનું સામ્રાજ્ય પ્રસારી રહી છે. એના નિયત કરેલા કાળમાં એની સત્તા આખા જગત્‌ને માન્ય કરવી પડે છે. એનું આગમન થતાં એને આધીન થઈ સર્વ કોઈ પોતાનાં શિર ઝુકાવી રહે છે. મૃત્યુની એ નાની બહેન મૃત્યુના જેટલી જ ભીષણ, દુર્ધર્ષ અને પ્રતાપી છે. જે સનાતન શાન્તિ જીવનનું અન્તિમ ધ્યેય છે તે શાન્તિનો નિત્ય નિત્ય અનુભવ કરાવનારી નિદ્રા જીવનની પરમ કલ્યાણકારિણી છે. સુખશાન્તિનું સદન, દુખિયાંનો દિલાસો, રંકની દોલત, પરાધીનની પ્રભુતા,–શાં નામ વડે, ઓ નિદ્રા! અમે તને સંબોધીએ? દુઃખ માત્રનું તું દલન કરે છે, દીનતાને તું દૂર હડાવે છે, સુખનું સામ્રાજ્ય તું સ્થાપે છે. ઘંટાઓના નાદ, વાજિંત્રોના શોરબકોર, દીવાઓના ઝગઝગાટ એવા એવા આડંબરભર્યાં પૂજન–અર્ચનના વિધિ તારા નથી. શાન્તિ એ જ તને પ્રિય છે, એકાંત એજ તને અનુકૂળ છે, અને સુખકર

શય્યા એ જ તારા અચન માટેની યોગ્ય સામગ્રી છે. એ શય્યાનાં ગુણગાન કરતાં તારો એક ભક્ત કવિ કહે છે:

"Oh bed, oh bed, delicious bed,
That heaven on earth to the weary head."

(શય્યા! ઓ શય્યા! મધુરી શય્યા! શ્રમિત મસ્તકને માટે પૃથ્વી પરના સ્વર્ગ જેવી ઓ શય્યા!). જેમ બાળક પોતાની માતાની છાતી સરસું દબાતાં સુખ અને શાન્તિ પ્રાપ્ત કરે છે તેમ માનવી પણ શય્યાની સફેદ અને હુંફાળી છાતી સરસો દબાતાં મસ્તક પરની અનેક વિચારણાઓ તથા ફીકરચિન્તાઓના ભારથી મુક્ત થાય છે અને સ્વાસ્થ્ય મેળવે છે.

'સૂતો હતો શય્યા વિષે, પાસે પ્રિયા બેઠી હતી' એવું એક કવિએ ગાયું છે. એ કલ્પનામાંથી શય્યાને તમે ખસેડી નાંખો અને પછી આખું ચિત્ર કેવું લાગે છે તેનો તમે વિચાર કરો! શય્યા પર સૂતો હોવાને લીધે જ પ્રાપ્ત થતાં સુખ શાન્તિ અને આરામ, એ અનુકૂળ સંજોગોને પરિણામે પ્રિયાનું પાસે આવીને બેસવું, પ્રિયાના આસનની અને પતિના શયનની સ્વાસ્થ્યપ્રતીતિ, આ સ્થિતિના સ્વાભાવિક પરિણામ તરીકે ઉદ્દીપ્ત થયેલો પ્રેમ અને ચાલેલી નર્મગોષ્ઠી—એ આખા ચિત્રની સર્વાંગસુન્દરતા માત્ર શય્યાને તમે કાઢી નાંખશો એટલે તદ્દન લુપ્ત થશે. શય્યા વિના પતિ સૂતો જ ન હોત, પ્રિયા પાસે આવી જ ન હોત, નર્મગોષ્ઠી ચાલી જ ન હોત. શય્યા વગર સૂઈ ગયેલો પતિ એવું તો કોઈ અસાધારણ

અસ્વસ્થતામાં જ હોઈ શકે, અને એ સ્થિતિમાં પ્રિયા પાસે બેઠી હોય તો તે માંદાની માવજત કરવાની દુઃખભરેલી ફરજ અદા કરવાને માટે. આ પાછલા ચિત્રની કલ્પનાથી આપણું મન પાછું હઠે છે. એ ચિત્ર આપણા મનમાં જુગુપ્સા ઉત્પન્ન કરે છે; એ ચિત્રને આપણાથી અત્યન્ત વેગળું ખસેડી નાંખવાનું આપણને મન થાય છે, કારણ કે પરમ સ્વાસ્થ્યના સાધનરૂપ જે શય્યા તેને આપણે એ ચિત્રમાંથી લુપ્ત કરી છે.

હું મારા કાર્યાલયમાં ગયો હોઉં, કેટલુંક કાર્ય કરી ચૂક્યો હોઉં, કેટલુંક કરવાનું બાકી હોય, વચ્ચેના અવકાશમાં હું કંઈક આરામ શોધતો હોઉં, એ વખતે સૌથી વધારે જરૂર મને શેની હોય છે? વગરસંકોચે હું કહીશ કે શય્યાની. હું આરામખુરસી પર પડું છું, મારા પગ લંબાવું છું, આંખો મીંચું છું, સ્વસ્થતા શોધું છું, પણ જે શાન્તિ અને સુખ મારી શય્યાથી જ મને મળી શકે તે બીજા કશાથી મને નથી જ મળી શકતાં. સીતાનો ત્યાગ કરવો પડ્યો ત્યાર પછી રામચન્દ્રજીએ યજ્ઞ કર્યો તે વખતે સહચારિણી તરીકે સીતાની હિરણ્યમયી પ્રતિકૃતિને એણે સ્થાપી, પણ ખુદ સીતાની પ્રત્યક્ષ સજીવ મૂર્તિથી એને જેટલો આનન્દ થાત તેટલો માત્ર એ પ્રતિકૃતિથી એને નહીં જ મળ્યો હોય. મારી સ્થિતિ પણ એવી જ હોય છે. એક તરફ સૂવાની તીવ્ર ઇચ્છા, બીજી તરફ એ ઇચ્છા તૃપ્ત કરવાનું જે એક સગવડભર્યું સાધન—મારી શય્યા—તેનો અભાવ,—એ દુઃખકર સ્થિતિનો ખ્યાલ હું તમને શી

રીતે આપું ?

છતાં એ સ્થિતિમાં પણ કોઈ કોઈ વાર ઝોકું મેં લઈ લીધું છે. નિદ્રાદેવીનો પ્રભાવ જ એવો છે કે જ્યારે તેની સબળ સત્તા હેઠળ માનવી આવે છે ત્યારે સાધનની અપેક્ષા પણ તેને રહેતી નથી. જન્માષ્ટમી કે મહાશિવરાત્રી જેવા પવિત્ર દિવસો હોય, આખી રાતનું જાગરણ કર્યાનું પુણ્ય ફળ મેળવવાને તમે ઉત્સુક હો, મોડી રાત સુધી હોંશભેર તમે જાગ્યા પણ હો, સહેજ માટે નિદ્રાને વશ થયાનું કલંક ન વહોરવાનો તમારો તીવ્ર અભિલાષ હોય, છતાં પાછલી રાત થતાં થતાં નિદ્રાનું જોશભેર દબાણ તમારા ઉપર થવા માંડે, અને ભુલાવામાં પડીને ક્ષણ વાર તમે ઝોકું લઈ લો એવું નથી બનતું ? આપણું પ્રિય જન માંદું હોય, તેની સારવાર અર્થે જાગવાની જરૂર હોય, જાગવાના ધર્મની આવશ્યકતા આપણે સંપૂર્ણ સમજતા હોઈએ છતાં ન જાગી શકીએ એવું નથી બનતું ? એક વખત હું મારા એક મિત્ર સાથે અમદાવાદથી સુરત આવવા નીકળ્યો હતો. ટ્રેન મધરાતે સુરત પહોંચતી હતી. અમે બન્ને સંપૂર્ણ જાગ્રત હતા. અમે હોંશભેર વાતો કરતા હતા. ઊંઘી જવાની શંકાને સ્થાન નહોતું, છતાં સુરતનું સ્ટેશન આવ્યું, ત્યારે અમને તેની ખબર સરખી પડી નહીં. સુરતના સ્ટેશનથી ગાડી ઊપડી ત્યારે જ અમારામાંથી એક જણ ઝબકીને જાગ્યું, બીજાને જગાડ્યું, કેટલીક વારે થયેલી ભૂલ સમજમાં આવી, નવસારીને સ્ટેશને ઊતરી પડ્યા, મુંબાઈથી આવતી ટ્રેનમાં છેક સવારે

ુરત આવ્યા, અને ક્યારે કઈ ટ્રેનમાં અમે આવ્યા તે
ષે સ્વમાનને ખાતર અમે ગંભીર મૌન સેવ્યું; પણ
ેદ્રાનો પ્રભાવ તો અમે પૂરેપૂરો તે દિવસે અનુભવ્યો.
્રિય વાચક ! 'સરજતરાયની સુષુપ્તિ' તમે વાંચી છે ? ન
ાંચી હોય તો તમે જરૂર વાંચશો. તમને આનન્દ થશે,
ે નિદ્રાનો પ્રભાવ તમે સમજી શકશો.

થર્ડ કલાસમાં રેલ્વેની મુસાફરી તો તમે કીધી જ
ૂશે. ટ્રેનનો ડબો ચીકાર હોય, સૂવાનું સ્થાન ન હોય,
ેઠાં બેઠાં મુસાફરી કરવાની હોય, મોડી રાત થઈ હોય,
ેદ્રાની સત્તા ઝામવા માંડી હોય એવે વખતે આંખ
ીંચાયલી, માથું ઝૂકતું, શરીર ડોલ્લાં ખાતું એવાં માણસો
ામે નથી જોયાં ?

**"गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः ॥**

એ ભવભૂતિના વચનને એ લોકો જાણે અનુસરતાં હોય
ેમ સમીપમાં હોવું એ એક જ ગુણ તરફ પક્ષપાત રાખીને
ાળક કે આધેર, સ્ત્રી કે પુરુષ, સબળ કે નિર્બળ જે
ોઈ પોતાની નજીકમાં હોય તેના ખભા ઉપર કે અંગના
ામે તે ભાગ ઉપર અવલંબનાર્થે નિદ્રાના ભારથી ઝૂકી
હેલું તેમનું મસ્તક ઢળી પડે છે. પાસે બેસનારને ત્રાસ
ાય છે, સામેથી જોનારને હસવું આવે છે. દુનિયાના
ર્વવ્યાપી નિયમનું સચોટ ભાન એ દૃશ્ય આપણને
ૂરાવે છે.

ઘણાં વર્ષ ઉપરનો એક અનુભવ મને યાદ આવે છે.
ગ્નોત્સવનો સમારંભ ચાલતો હતો, સવારનાં લગ્ન હતાં,

આખી રાત્રી લગ્ન માટેની તૈયારીઓ કરવામાં ગાળવાની હતી. એવે વખતે એક યુવતિસંઘ કંઈક કાર્યમાં વ્યાપૃત થયેલો ઓટલા ઉપર બેઠો હતો. મોડી રાત થઈ હતી, કોઈ બગાસાં પણ ખાતું હતું, કોઈ ઉંઘટું પણ થયું હતું. ઓટલા પર બેઠેલા યુવતિસંઘમાંથી એકની આંખ મીંચાઈ હતી; તેનું સ્થાન ઓટલાની છેક કોર ઉપર હતું; 'આ પડશે!' 'આ પડશે!' એવો ભય ઉત્પન્ન થતો હતો. મેં આઘેથી જોયું, શું કરવું અને કેવી રીતે કરવું તેના વિમાસણમાં હું પડ્યો, અન્તે મેં શું કર્યું તે તો ઘણાં વર્ષ વહી ગયાં હોવાથી મારા સ્મરણપટ પરથી ભૂંસાઈ ગયું છે, પણ તે બાઈ અને તેની નિદ્રાગ્રસ્ત સ્થિતિ તો મારા સ્મરણપટ પર કોતરાઈ ગઈ છે, તે હજી તેવી ને તેવી જ છે, અને નિદ્રાના પ્રતાપનું જ્વલંત દૃષ્ટાન્ત પૂરૂં પાડતી ચિર કાળ સુધી તે ત્યાં રહેશે.

એક આધુનિક કવિ પોતાનાથી દૂર જતી પ્રિય સખીને વિદાય આપતાં કહે છે:—

"થાજો પ્રયાણ સુખરૂપ ત્હને સખી ઓ!
"નિદ્રા મીઠી જ વસજો મૃદુ લોચને, જો!
"એ નિંદરે રમી રહો સુખ દેઈ પૂરાં,
"સ્વપ્નો અલૌકિક રસે ભરિયાં મધુરાં."

એ પંક્તિઓ મેં જ્યારે પ્રથમ વાંચેલી ત્યારે મને એમ થયેલું કે પ્રિય જનને વિદાય આપતાં તેનું પ્રયાણ સુખરૂપ નીવડે એમ ઈચ્છવું એ તો તદ્દન સ્વાભાવિક છે, પણ તેના ભાવિ જીવન સમ્બન્ધી બીજા કંઈ પણ અભિલાષ ન રાખતાં

'નિદ્રા મીઠી જ વસજો મૃદુ લોચને, જો!' (તે નિરાંતે ઊંઘે) એવું કવિએ કેમ ઇચ્છયું હશે? અત્યારે મારા એ વિચારની ખામી મને સ્પષ્ટ સમજાય છે, કારણ કે આ વિશાળ વિશ્વમાં પરમ સુખ આપનારી વસ્તુ, જે આપણા વહાલામાં વહાલાં માણસને માટે પણ આપણે ઇચ્છી શકીએ, તે નિદ્રા સિવાય બીજી કઈ હોઇ શકે?

પુરાણમાં એક રાક્ષસની કથા છે. તેણે અનેક કઠોર તપ આદર્યાં, અને બ્રહ્માને પ્રસન્ન કર્યા. બ્રહ્માએ વરદાન આપવા ખુશી બતાવી. તપસ્વીએ ઇન્દ્રાસન માગવા ઇચ્છા કરી. એ વખતે પોતાનું સાચું સુખ શેમાં રહેલું છે તેનું કદાચ એને ભાન નહીં રહ્યું હોય. ઇન્દ્રના આસન પર આરૂઢ થનારને પોતાના શિર પર કેટલી જવાબદારીનો ભાર સહેવો પડે છે તેનો એને ખ્યાલ સરખો નહીં આવ્યો હોય. રૂપવતી રમણીઓનો મોહ, શત્રુઓને હાથે પરાજય પામવાનો ભય, સાર્વભૌમ સત્તા મેળવનાર રાજાઓ તરફથી વારંવાર થતા અશ્વમેધને પરિણામે ઇન્દ્રપદથી ચ્યુત થવાનું હંમેશનું જોખમ, ઇન્દ્રાસનની સાથે જોડાયલા એ સઘળા અનર્થોનું એને તદ્દન વિસ્મરણ જ થયું હશે. પણ એક દેવી હતી કે જે એના હિતનું રક્ષણ એના કરતાં પણ વધારે સારી રીતે કરવાનું સામર્થ્ય ધરાવતી હતી. એ દેવીનો એ પરમ ભક્ત હશે. એ દેવીની કૃપા એના ઉપર ઊતરી, અને 'ઇન્દ્રાસન'ને બદલે 'નિદ્રાસન' એમ એનાથી બોલાઈ ગયું. એ દેવી કોણ તે વિષે શંકાનો અવકાશ જ નથી એમ મને લાગે છે. કેટલાક

કહે છે કે એ સરસ્વતી હતી, પણ સરસ્વતી જેની જીભ પર જઇને વસે તેની તો ભૂલ થતી હોય તો ઉલટી સુધરી જાય એ સ્પષ્ટ છે. આ કારણથી મને તો ચોક્કસ એમ લાગે છે કે નિદ્રાદેવીએ જ કૃપા કરીને પોતાના ભક્તને અણધારી આફતમાંથી ઉગાર્યો અને તેનું પરમ કલ્યાણ સાધ્યું. પરિણામે ખાસા છ છ મહિના સુધી ઘસઘસાટ ઊંઘવાનું, ઉન્નિદ્ર થઇને માત્ર એક દિવસ આ મોહભર્યા જગત્‌ને નિહાળી લેવાનું, અને વળી પાછા નિરાંતે ઊંઘવાનું–આવો અનન્યસાધારણ અધિકાર એને પ્રાપ્ત થયો. રામ–રાવણનાં ભયંકર યુદ્ધ ચાલી રહ્યાં હોય અને ભીષણ શંખધ્વનિ ગાજી રહ્યા હોય ત્યારે પણ શાન્ત અને સ્વસ્થ નિદ્રા જે લઇ શકે એ નિદ્રાવીરને વન્દન કરવાની લાલચ આપણે ભાગ્યે જ રોકી શકીએ. 'પરાધીનતાની નિદ્રામાં પડેલું' ભારત એ વીરને નહીં નમશે ?

આપણા સર્વની આસપાસ, અન્તરમાં તેમ જ બહાર કંઈ ને કંઇ રામરાવણનાં યુદ્ધો ચાલી રહ્યાં હોય છે. એ યુદ્ધોને વિસારી શકાય એવો કોઈ કીમીઓ આપણને ક્યારે લાધશે ? સઘળા વિચારભારને હડસેલી દઇને, સઘળી ફીકરચિન્તાઓ પરહરીને, સઘળા કલહ-કંકાસોને વિસારી દઈને ક્ષણવારમાં નિદ્રાનું જેઓ આવાહન કરી શકે તેવા નિદ્રાદેવીના પરમ ભક્તોનાં ઘેનના ભારથી ઘેરાયલાં લોચનિયાંને હું વન્દું છું.

મહાન્ કવિઓ અને ફિલસુફો નિદ્રાના એ પરમ

સુખને માટે કેટલા ટળવળ્યા છે! આખી રાત જાગતા, આમથી તેમ ટળવળતા, પથારીમાં પછાડા મારતા રંક જીવોનાં દારુણ દુઃખો કોનાથી વર્ણવી શકાશે? એવા એક દુઃખી જીવના ઉદ્‌ગાર સાંભળીને આપણે આઘા ખસી જઈશું :—

"નિરાંતે એકની પાછળ એક ચાલતાં ઘેટાંના ટોળાં વિષે, જળધોધ વિષે, ઘુઘવતા સમુદ્ર વિષે, ઘુરકતા સમીરો વિષે, લીલાં ખેતરો વિષે, પાણીના પથરાયલા વિસ્તાર વિષે, સ્વચ્છ આકાશ વિષે—વારાફરતી બધા વિષે મેં વિચાર કર્યા, છતાં હજી પણ ઉન્નિદ્ર અવસ્થામાં હું પડ્યો છું. થોડા વખતમાં નાનાં નાનાં પંખીઓનો કલરવ મારા ઉદ્યાનનાં વૃક્ષોમાંથી પ્રથમ ઊડતો મારે કર્ણે પડશે અને કોકિલાનું પ્રથમ કૂજન હું સાંભળીશ. કાલની રાત પણ આ જ પ્રમાણે ગઈ હતી, અને તેની આગલી બે રાતોમાં પણ હું આમ જ પડી રહ્યો હતો, છતાં, ઓ નિદ્રા! કોઈ પણ યુક્તિપ્રયુક્તિથી હું તારી કૃપા મેળવી શક્યો નથી, માટે આજે તો મારા ઉપર તું પ્રસન્ન થા. તારા વિના પ્રાતઃકાળની સઘળી સમૃદ્ધિ શા અર્થની? એક દિવસને બીજા દિવસથી છૂટો પાડનાર મંગલ સેતુ જેવી, તાજગીભર્યા વિચારોની અને આનન્દભર્યા આરોગ્યની માતા જેવી વહાલી નિદ્રા! તું આવ."

એક તરફથી કંઈ પણ સાધનની અપેક્ષા રાખ્યા વિના અને એના સેવક—બગાસાંની સાથે મોકલાતા કહેણની પણ રાહ જોયા વિના ઘસઘસાટ ઘોરી શકે એવાં ભાગ્યવાન્

નરનારી આપણા જોવામાં આવે છે, તો બીજી તરફથી વર્ડ્ઝવર્થ જેવા કવિઓને આમ ઉન્નિદ્રતાનું કષ્ટ ભોગવતા અને કલ્પાન્ત કરતા પણ આપણે જોઇએ છીએ ત્યારે

"क्वचिद्वीणावाद्यं क्वचिदपि च हाहेति रुदितम् ॥"

એ ભર્તૃહરિના વચનનું આપણને સ્મરણ થાય છે અને સંસાર અમૃતમય છે કે વિષમય છે તેનો નિર્ણય કરવાને આપણે અસમર્થ બની જઇએ છીએ.

હિન્દુસ્તાનના તત્ત્વચિન્તકોમાં શ્રીમાન્ શંકરાચાર્યનું સ્થાન અદ્વિતીય છે. બાદરાયણનાં "બ્રહ્મસૂત્રો" ઉપર એમણે ભાષ્ય લખ્યું છે તેમાં એક ઠેકાણે એ કહે છે કે આ જીવન એ "માયામયી મહાસુષુપ્તિ છે, જેમાં સ્વરૂપના પ્રતિબોધથી રહિત એવા સંસારી જીવો સૂઈ રહે છે." સાંભળ્યા પ્રમાણે એ ફિલસુફે અદ્વૈતના સિદ્ધાન્તનું પ્રતિપાદન કર્યું છે, એટલે એમના વિચાર પ્રમાણે જીવન અને સુષુપ્તિ (યાને નિદ્રા) એ બે પરસ્પરભિન્ન અને અન્યોન્યવ્યતિરિક્ત પદાર્થો નહીં હોય, પણ જેને આપણે જીવન કહીએ છીએ તે પરમાર્થદૃષ્ટિએ જોતાં જીવન નહીં પણ નિદ્રા જ છે એવો એમનો મત હશે એવું સ્વાભાવિક અનુમાન થાય છે, અને એ અનુમાન જો સાચું હોય તો જીવનરૂપી મિથ્યાભાસની પછાડી રહેલું જે ગંભીર તત્ત્વ તે નિદ્રા જ એવા પરમ સત્યની શ્રીમાન્ શંકરાચાર્યની ફિલસુફી વડે આપણને પ્રતીતિ થાય છે. હિન્દુસ્તાનના મોટામાં મોટા ફિલસુફની તરફથી જો નિદ્રાના મહિમાને આમ અણધાર્યું સમર્થન મળતું હોય તો

પછી એ વિષે વધારે વિસ્તાર શાને કરવો ?

નિદ્રાનો મહિમા આમ અપાર હોવાથી પોતાના પ્રિય જનને વિષે—

'નિદ્રા મીઠી જ વસજો મૃદુ લોચને, જો !'

એમ કવિએ ઇચ્છ્યું તે સર્વથા ઉચિત છે. પણ કવિ એટલેથી જ વિરમ્યા નથી. વિશેષમાં એમણે ઇચ્છ્યું છે કે 'એ નિંદરમાં રસેથી ભરેલાં અલૌકિક અને મધુરાં સ્વપ્નો તને સુખ આપતાં નિરંતર રમી રહો !' અન્ય મહિમાવાન્ વસ્તુઓ કરતાં નિદ્રાની જે વિશેષ આકર્ષકતા છે તેનું કારણ મધુરી સ્વપ્નસૃષ્ટિ રચવાની તેની અલૌકિક શક્તિ એ છે. વાસ્તવિક સૃષ્ટિના સઘળા વ્યવહારો શક્યાશક્યતાની બાંધી મર્યાદામાં રહેનારા છે. સ્વપ્નસૃષ્ટિ એવાં સઘળાં વ્યાવહારિક બન્ધનોથી પર છે. જે પ્રિય જનને માટે અનેક વર્ષથી તલસતા હોઇએ, જેને મળવાનું સંસારના ક્રૂર કાયદા કાનૂનોએ અશક્ય કરી નાંખ્યું હોય, જેનો હૃદયમાં નિરન્તર વાસ હોવા છતાં પ્રત્યક્ષ દર્શન કરવું પણ મુશ્કેલ થઈ પડતું હોય તે સ્વપ્નમાં આપણી અડોઅડ આવીને ઊભું રહે, હસે, વાર્તાવિનોદ કરે, અને પોતાના મધુર સમાગમનો આનન્દ આપણને આપે એવા અનેરા સુખના આસ્વાદો, હે નિદ્રાદેવી ! તારી સ્વપ્નસૃષ્ટિના અલૌકિક રચનાવ્યાપાર વિના આ જગત્‌ના રંક જીવો ક્યાંથી મેળવી શકત ? મારા એક સાક્ષર મિત્રને ઘણી વાર મેં કહેતા સાંભળ્યા છે કે 'આ કાવ્ય તો મારાથી નિદ્રામાં જ બનાવાઈ ગયું'; અને

મારા પ્રિય વાચકો! ગણિતને લગતા ઘણાએ ગુંચવણભરેલા કોયડાઓનો ઉકેલ નિદ્રાના સમયમાં જ થયેલો એ વાત તમારાથી ક્યાં અજાણી છે?

આવી અનુપમ કાર્યસિદ્ધિ થતાં આ સ્વપ્નસૃષ્ટિના અનુભવનારાઓને જે આનન્દ થતો હશે તેની કલ્પના સહેલાઈથી થઈ શકશે. ઘોર સુષુપ્તિની સ્થિતિમાં તેમ જ સ્વપ્નદર્શનની સ્થિતિમાં નિદ્રા આ પ્રમાણે પરમ સુખની આપનારી થઈ પડે છે. પણ એ નિદ્રાદ્વારા જે સુખ મળે છે તે નિદ્રા અનુભવનારાને જ મળે છે એમ નથી. નિદ્રા અનુભવનાર આત્માનાં જે સ્વજનો તે પણ એ નિદ્રાજન્ય સુખનાં ભાગીદાર છે. એક નાના બાળકને ઊંઘતું નિહાળીને તમને સુખ નથી સાંપડતું? મારા એક સમ્બન્ધીને પોતાના વહાલા બાળકના પારણા આગળ બેસીને કાળના કાળ સુધી એકી ટશે પારણામાં પોઢેલા બાળકને જોયાં કરતા મેં અનેક વાર નિહાળ્યા છે. એવી રીતે નિંદરતા બાળકને એકીટશે નિહાળ્યાં કરવામાં તેને કંઈ અવનવો આનન્દ પ્રાપ્ત થતો. અને વાંચનાર! તું જો પુરુષ હોય તો મને કહીશ કે તારી પ્રિયતમાને ઊંઘતી નિહાળીને તારા હૃદયમાં કંઈ કંઈ ભાવો સળવળી રહ્યા હોય એવું તેં નથી અનુભવ્યું?

"સુંદર આ સેજમાંહી, પુષ્પના પરાગમાંહી,
"વસંતના જેવી પ્રિયા મ્હારી આજ દિસે છે,
"સુતેલી છે બાલા લાલ, કોમલ છે ગાત્ર ઢીલાં,
"ચંદ્ર જેવો શીત ચ્હેરો શાંત હસી રહ્યો છે."

આ પંક્તિઓથી આરંભ કરીને એક કવિએ 'સુષુપ્ત પ્રિયાનું દર્શન' એ નામનું કાવ્ય રચ્યું છે. એ 'સુષુપ્ત પ્રિયા'ની જાગ્રત્ અવસ્થાનો તારો અનુભવ કદાચ એકસરખો મીઠાશવાળો ન પણ હોય. દુનિયામાં સઘળે જ સુખની છોળ ઊડતી હોય એવું નથી બનતું. સૅાક્રેટિસ જેવા મહાન્ ફિલસુફને પણ જાજરમાન સ્ત્રીનાં મહેણાંટૂંણાં મૂગે મોંએ સહન કરવાં પડતાં. બાણુભટ્ટ જેવા કવિવરને પણ પત્નીને પ્રસન્ન કરવા પાછળ રાત્રિના પ્રહરોના પ્રહરો વીતાડવા પડતા. ગુજરાતના કોઈ કવિને પણ—

"ભાઈઓ જેની ભારજા ભૂંડીરે,
તેને શિર આપદ ઉંડી."

એવાં વચનો ઉચ્ચારવાં પડ્યાં હતાં. દાંપત્યજીવનને અંગે એવા અનુભવો તો ઘણા સાધારણ છે. સૅાક્રેટિસના જેવી શાન્તિ તમારામાં ન હોય, 'Taming of the Shrew' (કર્કશાનું વશીકરણ)નો પાઠ શેકસપિયરે આપેલો તે વ્યવહારમાં ઉતારવાની તમને જરૂર જણાતી હોય, કડવાશની પરસ્પર આપલે ઘણી છૂટથી તમે કરતાં હો, છતાં પણ જો તમારા હૃદયમાં પ્રેમનો દીપક હજી પ્રકાશતો હોય તો તમે તેને ઊંઘતી નિરખતાં કેવી લાગણીઓ અનુભવો ? એક અંગ્રેજ કવિનાં જ વચનો હું આ સ્થળે આપણી ભાષામાં ઉતારીશ:-

"ઊંઘ, ઓ ચીઢકણી સુન્દરી ! તું ઊંઘ, અને મારો ભય તું રાખીશ નહીં; કારણ કે સૂતેલા સિંહને કોણ છંછેડશે ? અહીં હું બેસી રહીશ, અને જે ઓઠમાંથી

પ્રેમનાં વચનો કદી નીકળ્યાં નથી તે ઓઠ બીડાયલા જોઈને જ હું સન્તોષ માનીશ. સુન્દરી વહાલભરી ન જણાય છતાં નિર્દોષતાભરી તો જણાય જ એવા દૃશ્ય કરતાં વધારે સન્તોષકારક એક પ્રેમીના હૃદયને બીજું શું હોય ?....હે નિદ્રા ! તું મારો પક્ષ લેજે, અને એને તારા જેવી કોમળ બનાવજે કે જાગે ત્યારે એ શાન્ત અને સૌમ્ય પ્રકૃતિ ધારણ કરે અને મારી તરફ દયાની દૃષ્ટિથી જોય.”

આ પ્રમાણે પ્રેમથી ઘવાયલું હૃદય નિદ્રાની સહાયની અપેક્ષા રાખે છે, અને ‘કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે’ એ ન્યાયને અનુસરે છે. નિદ્રા એવી રીતે નિદ્રિત જનોને જ નહીં, પણ એની આસપાસનાં પ્રિય જનોને પણ સુખ આપે છે, શાન્તિ પમાડે છે, આશ્વાસન દે છે, આશા પ્રકટાવે છે. છતાં એ નિદ્રાના વખતમાંથી કાપ ક્યાં મૂકવો તેને માટે કેટલાક ઉત્સુક બની જાય છે અને સવારની મીઠી નિદ્રાનો સમય એ તરફ તેઓનાં કઠોર નયનો ઘુરકે છે. સવારના પહોરમાં વહેલા ઊઠવું એવો ઉપદેશ તેઓ આપે છે.

એ ઉપદેશ એટલી તો વખત મારા કાનના પડદા સાથે એક સમયે અથડાતો હતો કે તેને અનુસરવાનો સંકલ્પ પણ મારા બીનઅનુભવને લીધે તે સમયે મેં કરેલો. રોજ સૂતી વખતે હું નિશ્ચય કરૂં કે કાલ સવારે અમુક વાગે મારે ઊઠવું જ ઊઠવું. પણ સવારે ઊઠીને જોઉં તો જ્યારે ને ત્યારે મને માલૂમ પડે કે મેં જે

સમય ધાર્યો હોય તેના કરતા ઓછામાં ઓછું પા કે અડધો કલાક મોડું તો મારે થયું જ હોય. જેમ કેટલાક સદ્‌ગૃહસ્થો સભાનું કાર્ય થયા પછી જ સભામાં હાજર રહી શકે છે, જેમ કેટલાક પ્રોફેસરો ક્લાસમાં જવાનો વખત થઈ ગયા પછી જ ૫–૭ મિનિટે ક્લાસમાં જઈ શકે છે, તેમ હું પણ મારા ધારેલા સમય કરતાં અમુક વખત વધારે વહી જાય ત્યાર પછી જ મારી શય્યામાંથી ઊઠી શકું એવો એક પ્રકારનો નિયમ જાણે થઈ ગયો. એ નિયમના બન્ધનમાંથી છૂટવાને માટે કોઈ સાહાયકારી સજ્જનની મદદ લેવાની મને જરૂર જણાઈ. એ મદદ માટે મેં પ્રાર્થના કરી, અને મારી અરજી એકદમ સ્વીકારાઈ. સવારમાં પાંચ વાગે એટલે 'ઉઠો છો કેની ?' 'ઉઠો છો કેની ?'ના ઘોષ મારા શયનખંડને ગજાવી મૂકવા લાગ્યા. જે શ્રદ્ધાથી અને ખંતથી એ પંચાક્ષરી મંત્રના જાપ જપાતા તેની પ્રશંસા કરવા જેટલો વાણીનો વિભવ મારી પાસે નથી, એટલે માનભર્યા મૌનથી જ એ શ્રમની અને એ ખંતની હું અત્રે નોંધ લઉં છું. દિલગીરી માત્ર એટલી જ છે કે એ જાપથી ધારેલી અર્થસિદ્ધિ થતી નહોતી. 'હા ઊઠું છું,' 'વાર છે,' 'આજે નથી ઊઠવું,' 'રાતે ઊંઘ નહોતી આવી, માટે આજ તો મોડો જ ઊઠીશ.' એવા કંઈ કંઈ ઉદ્‌ગારો મારા ઊંઘથી ઘેરાયલા આત્માના ઉંડાણમાંથી નીકળવા લાગ્યા. 'વહેલાં ઊઠવું જ જો હોય તો રાતે વહેલાં સૂઇ જવું જોઈએ' એવી સૂચના થતાં તેનો અમલ કરવા જતાં રાત્રિના પહેલા

પ્રહરમાં અત્યાર સુધી જે કંઈક થોડું ઘણું કામ થતું તે પણ બંધ પડ્યું, છતાં વહેલાં ઊઠવાના કે ઉઠાડવાના પ્રયત્ન તો એવા ને એવા નિષ્ફળ ગયા, અને અગાઉના જેવા જ ઉદ્ગારો મારા મુખમાંથી નીકળતા ચાલુ રહ્યા. એ અપરાધના પ્રાયશ્ચિત્ત તરીકે અત્યારે તો દુષ્યન્તે શકુન્તલાને જેમ કહ્યું હતું તેમ એટલું જ હું કહી શકું છું કે—

**'किमपि मनसः संमोहो मे तदा बलवानभूत् ॥'**

તે વખતે કોઈ અજબ અંધકાર વડે મારૂં મગજ ઘેરાયલું હતું. આ જાહેર ખુલાસો આપવા ઉપરાંત વિશેષ હું શું કરી શકું ? આખરે નિશ્ચય થયો કે મનુષ્ય એ લાગણીવાળું પ્રાણી છે, તેમાં પણ મોડાં ઊઠવાની ટેવ દૂર કરવામાં મદદ કરે એવા સ્વજનનું હૃદય તો કોમળ ભાવોથી ભરપૂર હોય છે, માટે એવી મદદ ઉપર આધાર ન રાખતાં મારે કોઈ વધારે નિર્દય અને લાગણીવિહોણું સાધન શોધવું. હું બજારમાંથી એલારામવાળી ઘડિયાળ લઈ આવ્યો અને તેનો ઉપયોગ કરવાનો આરંભ પણ મેં કરી દીધો. એ સાધન વાપરવા જતાં પણ અનેક પ્રકારની મુસીબતો મારે વેઠવી પડી. કોઈ વખતે ચાવી ફેરવવાની રહી જવાથી એલારામ વાગે જ નહીં, કોઈ વખતે ઘડિયાળને કૂંચી આપવી રહી ગયેલી હોવાથી ઘડિયાળ જ બંધ પડી જાય, કોઈ વખતે એલારામની ચાંપ 'silent' ઉપર જ રહી જવાથી ઘડિયાળને પોતાના અન્તરના ભાવ અન્તરમાં જ સમાવી દેવા પડે—એવા કંઈ કંઈ પ્રકારના કડવા મીઠા જે કહો તે અનુભવ મળતા. આવું કંઈ ન થતું ત્યારે પણ

એવું તો ઘણી જ વાર બનતું કે એલારામ જે વખતે વાગવો જોઇએ તે વખતે ન વાગતાં જૂદે જ વખતે વાગે, અને એથી પણ વધારે વખત એવું બનતું કે એલારામ વખતસર વાગે તો પણ તે મને ન જગાડતાં કોઈ બીજાને જ જગાડે. એ બીજાં જાગનાર અને એલારામ એ બન્નેનું ભેગું બળ હવે મારા ઉપર અજમાવા મંડાયું, છતાં હું એવો ને એવો જ રહ્યો અને ગણ્યાગાંઠયા દિવસ નકામો વહેલો ઊઠવાનો ત્રાસ મેં ભોગવ્યો, તે સિવાય વહેલાં ઊઠવાની શિખામણ સાંભળ્યાથી લેશ પણ ફાયદો મને થયો નહીં. કદાચ વહેલો ઊઠું અને મારૂં કાર્ય હાથમાં લઉં તો પણ ચાહ પીધા વગર કદી કામ થઈ શકે ખરૂં ? ઉપરાચાપરી બગાસાંઓ આવ્યાં કરે અને કામમાં ચિત્ત લાગે જ નહીં એ સ્થિતિ મારી થઈ. આ સ્થિતિ ટાળવાને માટે ચાહ તૈયાર કરવાની સામગ્રી પણ અમે પાસે જ રાખવા માંડી અને ઊઠીને તરત સૌથી પહેલો તેનો ઉપયોગ કરવા માંડયો. છતાં ચાહ પીને પાછો પથારીમાં લોટી જાઉં એવું પણ કોઈ કોઈ વખત બનતું. આખરે મેં એ બાબતનો મોહ તદ્દન છોડી દીધો, અને અત્યારે તો એ બાબતમાં મારા એવા મક્કમ વિચારો થઈ ગયા છે કે સુરતના નાગરિકને શોભે તેવી રીતે આઠ કે નવ વાગે પણ ઓટલા પર બેસીને દાતણ કરતાં મને આનન્દ થાય છે.

કહે છે કે વહેલાં ઊઠયાથી ઘણા લાભ થાય છે:—

"Early to bed and early to rise,

Makes a man healthy, wealthy and wise."

(વહેલાં સૂવું અને વહેલાં ઊઠવું એટલે આરોગ્ય, લક્ષ્મી, અને બુદ્ધિ એ ત્રણે વાનાં સાંપડે). મારા અંગત અનુભવ ઉપરથી હું કહું છું કે જ્યારે જ્યારે મેં વહેલાં ઊઠવાનો પ્રયત્ન કર્યો છે ત્યારે ત્યારે મારો દિવસ બગડ્યો છે, મગજ ભારે રહ્યું છે, જીવને સારૂં ન હોવાથી કામ બરાબર થઈ ન શકતાં કામ બદલ જે મહેનતાણું મને મળે તેમાં પણ કપાત થવાનો ભય ઉત્પન્ન થયો છે, અને મગજ જેનું ભારે ભારે રહે તેનામાં બુદ્ધિનું બળ તો કેટલું હોય તે તમે સહેલાઈથી સમજી શકશો. ખરેખર, વહેલાં ઊઠવાનો વિચાર કરવાની બૂરી આદતને છોડીને બરાબર ઊંઘ લેવાની ટેવ જો મેં ન પાડી હોત તો આ લેખ લખવા જેટલું ડગમગતું બુદ્ધિબળ પણ આજ હું ન દાખવી શકત. આજ કાલ તો વહેલાં ઊઠવાની દરકાર ન રાખતાં એકનિષ્ઠાથી ભગવતી નિદ્રાદેવીની આરાધના હું કરૂં છું, અને સંપૂર્ણ સન્તોષ પામીને એ વિદાય થાય ત્યાર પછી જ હું મારા સ્વાર્થનો વિચાર કરૂં છું.

('પ્રતાપ' દીપોત્સવી અંક, સં. ૧૯૮૩, ઇ. સ. ૧૯૨૭)

સત્યની શોધમાં ભારતવર્ષના ઋષિમુનિઓએ જીવન સમર્પણ કર્યાં. કહે છે કે સત્ય તેઓને સાંપડયું. તેઓ કૃતાર્થ થયા. એ સત્યની શોધનાં પરિપાક પામેલાં ફળ તે ષટ્દર્શન. એ ષટ્દર્શનનો ઈતિહાસ પ્રો. રાધાકૃષ્ણે પોતાની જ્વલંત ભાષામાં આપણી આગળ રજુ કર્યો. સત્યની શોધના એ પ્રયત્નો પ્રાચીન ભારતનું બુદ્ધિસ્વાતંત્ર્ય તેમ જ ઉદાર ભાવનાનો આપણને પરિચય કરાવે છે એ વાત એમણે ભાર દઈને જણાવી.

સર ચન્દ્રશેખર વેંકટ રામન, એમ. એ, પીએચ. ડી, ડી. એસ સી, એલ એલ. ડી, એફ. આર. એસ, એમણે મુંબાઈ યુનિવર્સિટી કૉન્વોકેશનના ભાષણમાં સત્યની શોધમાં મશગુલ રહેતા વૈજ્ઞાનિકોનું આપણને સ્મરણ કરાવ્યું. વિજ્ઞાનમાં સત્ય છે તેની જ સાથે સંગીન

જીવનવ્યવહારનો ઉપયોગ છે, સૌન્દર્યની દૃષ્ટિ છે, સાચી ધર્મની ભાવના છે, રે ! સર્વસ્વ છે એવું એમણે છટાદાર શૈલીમાં સંભળાવ્યું.

કવિવર રવીન્દ્રનાથ ટાગોરે પોતાની વિલક્ષણ કાવ્યશૈલી વડે એ જ સત્યની શોધ પાછળના માનવહૃદયના તલસાટને વ્યક્ત કર્યો, અને મહાત્મા ગાંધીની આત્મકથા એ તો 'સત્યના પ્રયોગો'નું જ નિવેદન. સત્ય એ જ એમનું ધ્યેય, સત્યને પામવું એ જ એમની મહેચ્છા, સત્યની પ્રાપ્તિ માટેના પ્રયત્નો એ જ એમના જીવનની પ્રવૃત્તિ.

પ્રો. રાધાકૃષ્ણ જેવા વૈજ્ઞાનિક, રવીન્દ્રનાથ ટાગોર જેવા કવિવર અને મહાત્મા ગાંધી જેવા વિશ્વવંદ્ય પુરુષ આમ સત્યની શોધમાં જ તલ્લીન થયા છે, છતાં મને કોઈક વાર વિચાર આવે છે કે જગત્‌ને સત્ય જોઈએ છે કે અસત્ય? માનવીને સત્ય રુચે છે કે અસત્ય? જીવન સુખમય અને સ્વસ્થતાવાળું શાથી બને છે? સત્યથી કે અસત્યથી?

સત્યને ન સાંભળવાનો, સત્યને ન જોવાનો, સત્યને ન લેખવવાનો આગ્રહ વ્યક્તિઓએ અને સમાજોએ કેટલીઓ વખત દાખવ્યો છે! સત્ય ઉચ્ચારનારને અપકીર્તિ અને આફત કેટલીઓ વખત વેઠવાં પડયાં છે! સત્ય આચરનારને જીવનનો માર્ગ એકલાં અને અટૂલાં રહી કેટલીઓ વખત કાપવો પડયો છે! સત્યને ખાતર પ્રાણત્યાગ પણ કેટલાને કરવા પડયા છે તેની શાખ જગતનો ઈતિહાસ પૂરી રહ્યો છે. છતાં માનવીઓને અને

માનવસંઘોને સત્ય જ રુચે છે એમ કોણ કહેશે ?

અત્યારે—હું આ લેખ લખું છું તે જ વખતે—એક બાલિકા નવી ઓઢણી પહેરીને મારી પાસે ધસી આવી છે, અને મોટી ઉમ્મરની કન્યાના જેવાં લટકાંમટકાં કરીને પોતે પહેરેલી ઓઢણી વિષેનો મારો અભિપ્રાય માંગી રહી છે. ખરું પૂછો તો એની ઓઢણી મને નથી ગમતી. નાના બાળકને તો ફરાક જ વધારે સારાં દેખાય એમ હું માનું છું. એ જ મારો સત્ય અભિપ્રાય છે. પણ એની આગળ એ અભિપ્રાય હું દર્શાવી શકું ખરો ? એને એ અભિપ્રાય નથી જોઇતો. એ કંઈ સત્યની શોધમાં નીકળી પડી નથી એને તો વખાણ જોઇએ છે. સત્ય વિષે નિઃસ્પૃહ રહીને હું વખાણનો વરસાદ વરસાવ્યો જાઉં છું. એવા સંજોગોમાં તો વખાણ કર્યે જ છૂટકો. જો એમ ન કરું તો બાલિકાના આનન્દનો હું નાશ કરું ! મારા પોતાના પરનો એનો પ્રેમ હું ગુમાવું !

એવા અનુભવનો સ્વાદ પણ મેં એક વાર ચાખેલો. એક વખતે 'વડીલપણું' અજમાવવાનો પ્રયોગ મેં અમારી વિનુ ઉપર કરી જોયલો. લાડિયાં કરતી એક વખતે એ મને પૂછવા લાગી કે 'મોટાભાઈ ! હું તમને વહાલી લાગું છ, કેની ? હું કેવી ડાહી છું !' મેં ધાર્યું કે વડીલ તરીકે બેચાર શિખામણના બોલ કહેવાનો આ ઘણો સારો પ્રસંગ છે. મેં જણાવી દીધું કે "હું કંઈ તારાથી રાજી નથી થતો. આજે જ સવારે તું કેટલી મોડી ઊઠી ! ચાહ પીતાં ચાહનો પ્યાલો ઢોળી નાંખ્યો ! ચોટલો વળાવતાં કંકાસ કર્યો ! નહાતાં રડી ! ઢીંગલી પછાડીને ભાંગી નાખી !

મારી ટોપી મચડી નાંખી! આટલું આટલું તોફાન કરે પછી હું તને ડાહી કેવી રીતે કહું?"

આ મારાં બોધવચનોનું પરિણામ શું આવ્યું? સત્યની શોધ મેં એને કરી આપી, સાફ સાફ મેં એને કહી દીધું તેને માટે શું એણે મારો ઉપકાર માન્યો? મારાં વચનો ઉપર શું એણે મનન કર્યું? મારો ઉપદેશ ગ્રહણ કરવાનો શું એણે સંકલ્પ કર્યો? પોતાની વર્તણુક સુધારવાના નિશ્ચય ઉપર શું તે આવી?

એમાંનું કાંઈ નહીં! એનું મોઢું ઊતરી ગયું. એ થોડી વાર ઠાવકીડુમકી બેસી રહી, અને પછી સટ્ટી ગઈ. પછી આવે જ શું કરવા? મારી પાસે આવવાનું એણે ઓછું કરી નાંખ્યું. મને એ શત્રુ સમો પેખવા લાગી. મારૂં ભૂંડું પણ એ બોલવા લાગી. સત્યની શોધમાં હું ફરતો નહોતો, છતાં મારે કાને શબ્દો પડ્યા કે "મોટાભાઈ તો નથી સારા. મને વઢે છે."

તે દિવસથી જ્યારે જ્યારે મારો અભિપ્રાય પૂછવામાં આવે ત્યારે ત્યારે સત્યને તો મેં મારા હૃદયમાં જ સંચી રાખ્યું છે, અને એ બાળાની દરેકેદરેક પ્રવૃત્તિનાં ગુણદોષની–સત્યની અપેક્ષા રાખ્યા વિના મેં ભારોભાર વખાણ કર્યાં છે. એ વખાણ સાંભળીને એ પ્રસન્ન થાય છે, અને મારો અભિપ્રાય અણમૂલ સમજીને ઘરની દરેક વ્યક્તિને એ કહેતી ફરે છે.

એટલું જ નહીં, પણ મારા અભિપ્રાયનો પોતાના ક્ષુદ્ર સ્વાર્થની સિદ્ધિને અર્થે છૂટથી ઉપયોગ કરતી પણ

મેં એને જોઈ છે. ગોળપાપડી કે સક્કરપારાની વહેંચણી થતી હોય ત્યારે મારા સર્ટિફિકેટને આગળ ધરીને પોતાના સામાન્ય ફાળા કરતાં વિશેષ મેળવવાનો પોતાનો દાવો એ રજુ કરે છે, અને તેમાં ફત્તેહમંદ પણ થાય છે. "મોટાભાઈને તો હું બહુ વહાલી છું. એણે કહ્યું છે કે મારી વીનુને બે ટીકડી આપજો" એવું બોલતી મેં એને કાનોકાન સાંભળી છે.—એનાં બીજાં પરાક્રમો વિષે તો હું કહેતો નથી.

નવાં નવાં બૂટ પહેરીને, નવી નવી ઓઢણી ઓઢીને એ મલકાય છે ! જાણે સારા જગત્‌નું રાજ્ય એને ન મળી ગયું હોય ! સત્યની શોધ એને કરવી નથી. સત્યની એને પરવા નથી. અસત્ય વડે જ અને અસત્યમાં જ એનો આનન્દ સમાયો છે. બધાં જ બાળકો આવાં. સત્યની શોધ તેમને શા કામની ?

અને જાનવરોને તો જાણે સત્યનો લેશમાત્ર પણ હિસાબ નથી હોતો ! અમારા પ્રિન્સિપાલ સાહેબનો કૂતરો—મોતી—ઘણી જાણીતી વ્યક્તિ છે.* કૉલેજનો કોઈ પણ વિદ્યાર્થી મોતીને ન ઓળખે એ હું માની શકું નહીં. કૉલેજની દરેક પ્રવૃત્તિમાં એ રસ લે છે. અમારી દરેક પાર્ટીમાં એ હાજર રહે છે, અને પાર્ટીના આનન્દમાં સક્રિય ફાળો પણ આપે છે. અમારામાંથી ઘણાનો તો એ મિત્ર જેવો થઈ પડ્યો છે. અમારી સાથે મૈત્રી

*જણાવતાં દિલગીરી ઊપજે છે કે બિચારા મોતીનું હવે તો અવસાન થયું છે. ઈશ્વર એના આત્માને શાન્તિ આપે !

વધારવાને એ હંમેશ ઉત્સુક રહે છે. સહકારની પ્રથમ ચેષ્ટા (gesture) કોણ કરે એ પ્રશ્ન કોઈ પ્રસંગે મોટા રાજનીતિજ્ઞોને ગુંચવી નાંખે છે, પણ અમારા મોતીને એવી ગુંચવણ કદી નડતી નથી; કારણ કે એવી પ્રથમ ચેષ્ટા કરવામાં કોઈ જાતનું નાનમ હોય એમ એ માનતો નથી. ખરેખર! અમારામાંથી કોઈ પણ એ મોતીની મિત્રતાથી વંચિત રહ્યું હોય તો તેમાં વાંક મોતીનો નથી, પણ તે વ્યક્તિનો છે, તેના નસીબનો છે એમ વગર સંકોચે હું કહી શકું છું. એ વ્યક્તિની અક્કડાઈ કહો, સ્નેહશૂન્યતા કહો, સંકુચિત વૃત્તિ કહો, પણ એ કમનસીબ સ્થિતિને માટે હું તેને જવાબદાર ગણું છું, મોતીને નહીં. એ મોતી અમને ઘણો પ્રિય છે. એની બુદ્ધિ, એનું ડહાપણ, એનું ઠરેલપણું—એ સર્વનાં ગુણગાન કરવાની મારામાં શક્તિ નથી એકલો શહેરમાં ચાલ્યો ગયો હોવા છતાં એ પાછો ઘેર આવીને ઊભો રહે છે, દેવપૂજાના ખંડ આગળ કે બીજાં એવાં જે જે સ્થળો આગળ જવાનો એને નિષેધ કરવામાં આવ્યો હોય ત્યાં જવાનો એ વિચાર સરખો ભાગ્યે કરે છે, ભસવાના પ્રમાણમાં કરડવાની એને આદત નથી—એ સર્વ વિષેનાં યોગ્ય ગુણગાન તો એના માલીકના વત્સલ હૃદયમાંથી જ નીકળી શકે. છતાં એટલું તો નિઃસંદેહ છે કે અમારા એ મિત્રને કોઈ પણ રીતનો અન્યાય આપવાની કલ્પના પણ અમારા મનમાં ન ઉદ્ભવે.

અને તો પણ—તો પણ—સત્યને ખાતર મારે ઉમેર્યા

વિના ચાલતું નથી કે એની પધરામણી હરેક વખતે અમને એકસરખી રુચિકર નથી લાગતી. ગમે તે સમયે, ગમે તે સ્થળે, ગમે તે મનોદશામાં અમારા ઉપર વિના કારણનો અણુચિંતવ્યો ધસારો એ કરે તો એ ધસારો મૈત્રીનો હોવા છતાં પણ હમેશાં અમને રુચતો નથી. પરન્તુ એ સત્ય એને કોણ સમજાવે ? હું જે મનોભાવ અત્રે વ્યક્ત કરૂં છું તે મારા અનેક સાથીઓએ અનુભવ્યો છે, છતાં મોતીને સમજણ પડે તેવી વાણીમાં એ સત્ય સમજાવવાનો પ્રયત્ન પણ અમારામાંથી કોઈએ કદી કીધો હોય એમ જાણવામાં નથી–અને મોતીને એવું સત્ય જોઈતું પણ નથી. એવાં સત્યની શોધ કરવા તરફ એ બાદશાહી ઉદાસીનતાની દૃષ્ટિ જ રાખે છે.

વાંચનાર ! અમારા અધ્યાપકોના ખંડમાં કે સ્વયં-સેવકોના મંડળમાં અગત્યના પ્રશ્નોની ચર્ચા ચાલી રહી છે, ત્યાં આગળ હૃષ્ટપુષ્ટ શરીરનો, પુખ્ત ઉમ્મરનો અમારો મોતી દોડતો અને પૂંછડી હલાવતો આવી પહોંચે છે, એ પ્રસંગે એનું આગમન ખાસ આવકારદાયક કોઈને નથી લાગતું એ જ સત્ય છે, છતાં અમારામાંથી કોઈ તેને રમાડે છે, કોઈ તેને પંપાળે છે, કોઈ તેના શિરને થાબડે છે, અને એ પોતે અનહદ આનન્દ અનુભવે છે–એ ચિત્ર તું તારા નયન આગળ ખડું કર, અને પછી કહે કે શુષ્ક સત્યની શોધ કરતાં આવાં રસભીનાં અસત્યમાં કંઈ અનેરી મઝા માણવાની છે એમ તને નથી લાગતું ?

મારા છેલ્લા શબ્દો કુદરતી રીતે જીવનની મઝા

માણવાનો જે અનુકૂળ સમય-મનુષ્યનો યૌવનકાળ-તે તરફ મને લઈ જાય છે. એ સમયે માનવીના હૃદયમાં તારુણ્યના તનમનાટ સાથે પ્રેમનો થનગનાટ મચી રહે છે. સંસારનાં પ્રેમી જોડાંઓ પરસ્પર પ્રેમવાર્તામાં તલ્લીન રહેલાં તમારી કલ્પનાદૃષ્ટિએ જુઓ, અને પછી કહો કે સ્થળે સ્થળે રોમિયો અને જુલિયટ, પુરૂરવા અને ઉર્વશી, શિરીં અને ફરહાદ, લયલા અને મજનુ તમને નથી જણાતાં ? કહે છે કે આપણામાં સંવનનનો–Courtshipનો –'લવ' કરવાનો રિવાજ નથી. હવે તો મોટી વયનાં લગ્ન થતાં હોવાથી એમ કહેવું પણ સત્યથી કંઈક વેગળું ગણાશે. જ્યાં એમ કહી શકાય એવું પ્રથમ દૃષ્ટિએ લાગે ત્યાં પણ સંવનનના જેવું કંઈક હંમેશ હતું, છે અને રહેશે એમ હું તો ચોક્કસ માનું છું. સંવનનના કાળમાં ભેદ હશે, પણ સંવનનની વૃત્તિ તો મનુષ્ય માત્રને સ્વાભાવિક છે એ નિઃસંદેહ છે. એ વૃત્તિ કોઈ સ્થળે લગ્ન પછી ઉદ્‌ભવ પામે, એ વૃત્તિ કોઈ સ્થળે અન્ય દિશામાં ઢળે, એ વૃત્તિને કોઈ સ્થળે કૃત્રિમ દબાણો વડે ગુંગળાવી નાંખવામાં આવે પણ જ્યાં જ્યાં માનવહૃદય છે ત્યાં ત્યાં એ વૃત્તિ તો હંમેશ રહેવાની. એ વૃત્તિથી પ્રેરાયલો મનુષ્ય પોતાના પ્રણયપાત્રને સમ્બોધતાં શું સત્યને જડતાથી બાઝી રહેશે એમ તમે માનો છો ? સત્યનાં માપ લઈ લઈને વચનો ઉચ્ચારતો પ્રણયી તમે કલ્પી શકો છો ? એવો જો કોઈ પ્રણયી હોય તો પ્રેમપાત્રને પોતાના તરફ આકર્ષવાની તેની શક્તિમાં મને તો સોળેસોળ

આના સંદેહ જ રહે. પ્રેમની પાંખ ઉપર ઊંચાં ને ઊંચાં ઊડતાં પ્રેમલ દંપતીઓ સત્યના શાન્ત અને સ્થિર પ્રદેશને વટાવીને અત્યુક્તિના ગગનચુમ્બી પ્રાસાદોની પાર ચાલ્યા જાય છે તેનાં મધુરાં ભ્રમણો સત્યનાં છે કે અસત્યનાં છે ?–અને પ્રેમી યુગલોનાં એ મધુરાં 'ટાહ્યલાં'ઓ ઉપર તો આખા જગત્‌નો વ્યવહાર અવલમ્બી રહેલો છે એની કોણ ના પાડશે ?

અસત્યના ભારોભાર મિશ્રણ વડે જે અદ્‌ભુત મોહની ઉત્પન્ન થાય છે, જે 'રોમેન્સ' ખડો થાય છે, જે 'જીવનનો ઉલ્લાસ' અનુભવાય છે તેના વડે તો જીવન જીવવા જેવું બની રહે છે. એ અસત્યના પડદાઓ તમે ચીરી નાંખો, એ મોહક વાતાવરણ તમે ખસેડી નાંખો, એ 'રોમેન્સ'ને તમે કચડી નાંખો, એ ઉલ્લાસને તમે હડસેલી મૂકો, અને પછી જુઓ કે જીવન કેવું નિઃસાર, કેવું નીરસ, કેવું શુષ્ક, કેવું જીવ વિનાનું બની જાય છે.

હું યુવાન હતો ત્યારે મેં એક કવિતા રચેલી. કવિતાનો વિચાર એક પાશ્ચાત્ય કવિની કૃતિ ઉપરથી લીધેલો છે. એ કવિતામાં કવિ પોતાનો અનુભવ ઉતારે છે–એ અનુભવ મારો નથી. (મારો હોય તો પણ એવું સત્ય હું કહી ન શકું એ વાચક સમજી શકશે.) પોતાના પ્રેમપાત્રને સમ્બોધી કવિ નીચે પ્રમાણે કહે છેઃ—

મુખ પર ધરીને પ્રેમ, તું શું સ્મિત મધુર કરતી હતી !
"વ્હાલા ! મને ના વિસરશો !" એવાં વચન વદતી હતી !

'છબિને હૃદયની સાથ રાખી, સ્મરણ કરું હું આપનું !
'રે ! આપનો વિયોગ એ, કારણ મહા સન્તાપનું !'

એ સ્મિત થકી, એ વચનથી, એ પ્રેમના ઉદ્‌ગારથી
તેં છેતર્યો ! હું છેતરાયો, ને રહ્યો સુખમાં રમી !
તેં જે કર્યું, તેં જે કહ્યું, તેં જે લખ્યું, તું જે હસી,
તે સર્વ માન્યું સત્ય, ને તારી છબિ ઉરમાં વસી !

સાચો સુકોમળ સ્નેહ તારા અન્તરે પ્રકટ્યો નથી,
મારો વિયોગ જરાય તારા હૃદયમાં ખટક્યો નથી,
તો પણ ઠગાયો હું, ઠગ્યો તેં પ્રેમનાં વચનો થકી,
ઠગણી ! ફરી ઠગ એક વેળા, એક વેળ, ફરી ફરી !

અસત્યના મનમોહક આવરણની અસર હેઠળ કવિ જ્યાં સુધી હતો ત્યાં સુધી એનું જીવન સુખમય હતું. એ આવરણ ખસી ગયું તેની સાથે અનહદ દુઃખના ઊંડા ગર્તમાં એ પડ્યો. એ આવરણ પાછું ખડું થઈ શકે તો કેવું સારૂં એમ કવિ ઇચ્છે છે. પણ એ આવરણ ખસ્યું તે તો ખસ્યું જ. એની મોહક અસર એક વખત લુપ્ત થઈ એટલે તે સદાયની લુપ્ત જ રહેવાની. એટલા માટે જ જરૂરનું છે કે પ્રિયજનોએ લગ્ન થયા પછી, અને દીર્ઘ કાળનો પરિચય હોવા છતાંએ, સત્યની ઝાઝી પરવા ન રાખતાં પણ પરસ્પર મધુર સંભાષણો કરતાં રહી જીવનને રસમય બનાવવું અને જીવનનો અણમૂલ આનન્દ ટકાવી રાખવો.

એવી ચાટૂક્તિઓ જીવનના વ્યવહારમાં ક્યાં

જરૂરની નથી હોતી ? મસ્કો સહુના ઉપર અસર કરે છે. જીવનનાં અટપટાં યન્ત્રોને સરળતાથી ચાલતાં તમારે રાખવાં હોય તો એ મસ્કાનો છૂટથી તમે ઉપયોગ કરો ! ખુશામત કરતા હોવા છતાં જરાય ખુશામત નથી કરતા એવો અસત્ય દેખાવ કરવામાં તો તમોએ વાપરેલા મસ્કાની સાર્થકતા છે. એ મસ્કો રાજાને તેમ જ પ્રજાને, ગરીબને તેમ જ તવંગરને, ઊંચને તેમ જ નીચને સર્વને આવકારપાત્ર છે. 'અમને ખુશામત ગમતી નથી' એવું જેઓ કહેનારા છે તેઓ તો સૌથી પહેલા એની અસર તળે આવી જાય છે. ખુશામતથી નિર્લિપ્ત રહેવાના એના ગુણને અનુલક્ષીને તમે મસ્કો લગાડશો તો કદી પણ નિષ્ફળ તમે નહીં જ થાઓ.

આ દૃષ્ટિબિન્દુથી જોતાં તત્ત્વચિન્તકો, વૈજ્ઞાનિકો, કવિવરો, અને મહાત્માઓ 'સત્યની શોધ' માટેનો જે પોકાર કરે છે તે કંઈક ભ્રાન્તિમૂલક તો છે જ એમ ક્ષણભર કોઈ માને તો તેનો દોષ ભાગ્યે જ કઢાશે !

('પ્રતાપ', દીપોત્સવી અંક,
સં. ૧૯૮૮, ઇ. સ. ૧૯૩૨)

આજે એક મોટી ફરજ વિષે હું કંઈક કહેવા માંગું છું. એ ફરજ એટલી તો મોટી છે કે 'એ વિષે કંઈ પણ બોલવાની મારામાં યોગ્યતા છે કે નહીં ?' એ વિચાર આવતાં મારું મન પાછું હઠે છે. છતાં એ વિષે બોલવાની જરૂર છે એમ મને લાગે છે, અને તેથી હું એ વિષે બોલું છું.

એ ફરજ વિષે મારા મનમાં અનેક વાર વિચાર આવ્યા છે. એ ફરજમાં આપણે કેટલા ચૂકીએ છીએ એ મેં અનેક વાર અનુભવેલું છે. એ ફરજ આપણા શિર પર છે એવો ખ્યાલ પણ આપણને નથી હોતો એ મેં અનેક વાર જોયેલું છે. જેમ જેમ એવું જોવામાં આવ્યું, જેમ જેમ એવું અનુભવવામાં આવ્યું, જેમ જેમ એવું વિચારવામાં આવ્યું તેમ તેમ મને માલમ પડ્યું કે આપણા સંસારના અનેક

ક્લેશો અને કંકાસોનું મૂળ એ ફરજ વિષેના અજ્ઞાનમાં રહેલું છે. ખરેખર, કેટલીક વાર તો એ ફરજના જેવી મોટી બીજી કોઈ ફરજ છે કે નહીં તે વિષે મારા મનમાં મોટો સંશય પડી જાય છે, એટલું જ નહીં પણ બીજી કોઈ ફરજ એવી મોટી નથી એવું મને ચોક્કસ લાગે છે.

એ ફરજ કઈ તે ઓળખાવવી પડશે? એ ફરજ આનન્દમાં રહેવું એ છે.

ઈશ્વર પોતે આનન્દસ્વરૂપ છે. નિર્દોષ રમતાં બાળકોનાં મુખ ઉપર એ આનન્દ પોતાના શુદ્ધ સ્વરૂપમાં ઝળકી રહ્યો છે. સંસારનો ઝેરી પવન જેના પર ન વાયો હોય એવી સરલ સ્વભાવની કુમારિકાનાં અંગેઅંગમાં એનો ચમત્કાર વ્યાપી રહ્યો છે. સ્નેહલગ્નથી જોડાયલાં દંપતીનાં કૂમળાં હૃદયમાં એ જોરથી ધબકી રહ્યો છે. સાધુજીવન ગાળનારાં નરનારીઓના ધન્ય જીવનપ્રવાહમાં એ સુખની રેલ રેલાવી રહ્યો છે.

એ આનન્દથી વધારે શુદ્ધ શું હોય? એ આનન્દથી વધારે સાત્ત્વિક શું હોય? એ આનન્દથી વધારે પ્રિય શું હોય? એ આનન્દમાં જ સઘળું બળ રહેલું છે, એ આનન્દમાં જ સઘળાં કર્તવ્યો સમાયાં છે, એ આનન્દમાં જ સઘળું સુખ સંચાયું છે. એ આનન્દ જો તમે મેળવ્યો હોય, એ આનન્દ જો તમે સદાય તમારી પાસે રાખતાં હો તો કયું સુખ તમારાથી વેગળું છે? કઈ સંપત્તિ તમારાથી દૂર છે? કયું કર્તવ્ય તમારે બજાવવાનું બાકી રહ્યું છે?

પણ એ આનન્દ શું તમારે મેળવવાનો છે? એ આનન્દ શું બજારમાંથી વેચાતો લાવવાનો છે? એ મૂલ્યવાન્ રત્નની પ્રાપ્તિને અર્થે શું દૂર દૂરના દેશોમાં ભટકવાનું છે? એવું કંઈ નથી. એ આનન્દ તમારી પાસે જ છે. એ આનન્દ તમારો પોતાનો જ છે. જન્મથી જ એ આનન્દ તમારી પાસે રહે છે, મરણપર્યન્ત એ આનન્દ તમને છોડતો નથી. એ આનન્દ તે જ તમારૂં જીવન છે. તમે પોતે જ આનન્દસ્વરૂપ છો.

એ આનન્દનાં ગુણનું કીર્તન કોનાથી થઈ શકશે? સૂર્યનાં કિરણો વર્ણવી શકાશે? આકાશના તારાઓ ગણી શકાશે? સાગરનાં જળબિન્દુઓનું માપ લઈ શકાશે? જગત્‌માં જે કંઈ સુન્દર છે, જે કંઈ સારૂં છે, જે કંઈ સુખકર છે તેની ઉત્પત્તિ એ આનન્દથી છે.

જ્યાં જ્યાં સ્નેહ છે, જ્યાં જ્યાં સદ્‌ગુણ છે, જ્યાં જ્યાં વીરતા છે, જ્યાં જ્યાં દેશાભિમાન છે, જ્યાં જ્યાં પ્રભુભક્તિ છે ત્યાં ત્યાં આનન્દ પણ તેની સાથે જ છે. જાપાનની કે ચીનની વીર માતા દેશને માટે પોતાનો પ્રાણ અર્પણ કરવા પોતાના પુત્રરત્નને રણક્ષેત્રમાં મોકલે છે અને "યુદ્ધમાં પાછી પાની કરીશ નહીં" એવો બોધ દે છે તે વેળા તેના હૃદયમાં આનન્દ જ ઉભરાય છે. સ્વદેશને ખાતર પોતાનું સર્વસ્વ અર્પણ કરનારાં ઉદાર હૃદયને સ્વાર્પણનો સમય આવતાં આનન્દનો જ અનુભવ થાય છે. શિયળરક્ષણને માટે દુષ્ટ શત્રુના હૃદયમાં ખંજર ભોકતાં શૂરી રજપુતાણીના ઉરમાં આનન્દ જ ઉછળી રહે છે. હૃદયની અચળ

આસ્થાને વળગી રહેનારો ધર્મવીર સૂળીને લાકડે ચઢતાં આનન્દસાગરમાં જ નહાય છે.

વિરલ સાધુતાનાં અદ્ભુત દૃષ્ટાન્તોને કોરે મૂકીને રોજના અનુભવમાં આવતાં એવાં ઉદાહરણો લઈએ. વિના કારણે હસતાં અને રડતાં, કાલું કાલું બોલતાં નાનાં બાળકને જોઈને તેની માતાને કેટલો આનન્દ થાય છે! સાંજનો સમય થતાં પતિના પુનરાગમનની વાટ જોતી, ક્ષણુવાર બહાર ઝરૂખામાં આવીને ઊભી રહેતી અને ક્ષણુવાર પાછી ઘરમાં જતી યુવતિને પતિનાં દર્શન થતાં કેટલો આનન્દ થાય છે! એક ચિત્તે પ્રભુના ધ્યાનમાં મગ્ન રહેનારી તરુણીનું વદન આનન્દથી કેવું પ્રફુલ્લિત બની રહે છે! સ્નેહ, શુદ્ધિ, સરળતા, અને પ્રભુભક્તિના વાતાવરણમાં પોતાની પમરાટ પથરાવી રહેલા એ આનન્દમાં તમને કંઈ દિવ્યતા નથી જણાતી?

એથી જૂદી જાતનાં ઉદાહરણો લઈએ. પેલી સવિતાને એક પણ સન્તાન નથી. પુત્ર વિનાનું જીવ્યું વૃથા છે એમ તેને લાગે છે. સઘળા સદ્ગુણુ, સઘળી વિદ્યા, સઘળું સૌન્દર્ય, સઘળું સુખ હોવા છતાં પુત્ર વિનાની સ્રીને તે કશાનું અભિમાન રાખવું શોભતું નથી એમ તે માને છે. પુત્ર વિના પિતૃઓની અધોગતિ થાય છે એ વિચાર એના હૃદયથી ખસતો નથી. તમે એ સઘળા વિચારો ભૂલભરેલા ગણો છો. સન્તાન-પ્રાપ્તિથી જેટલો સુખનો સંભવ છે તેટલો જ દુઃખનો પણ છે એ તમે જોઈ શકો છો. મનુષ્યનાં સુખદુઃખનો આધાર એક આકસ્મિક વસ્તુ ઉપર રાખવો એ મૂર્ખાઈભરેલું છે

એમ તમે માનો છો. મનુષ્યની સદ્દગતિ કે દુર્ગતિનો ખરો આધાર તેના પોતાનાં સારાં અથવા માઠાં કૃત્ય ઉપર જ છે એમ તમે જાણો છો. એ વસ્તુમાં હર્ષશોકનું કંઈ પણ કારણ નથી એમ તમે સમજો છો. છતાં સવિતાની મનકામના પૂર્ણ થાય એમ તમે ઇચ્છો છો. એ શેને માટે? પુત્રપ્રાપ્તિમાં તે આનન્દ માને છે, એ આનન્દ અણમૂલ્ય છે, અને તેથી જ એ આનન્દ તેને મળે એમ તમે ઇચ્છો છો.

લાંબા સમય પછી કમળા આજ તેને પિયરથી આવવાની છે. તેનો પતિ તેની આતુરતાથી રાહ જોઈ રહ્યો છે. કમળાને તમે ઓળખતાં નથી, અને ઓળખો છો તો તમે જાણો છો કે તે રીસાળ છે, વેશખોરી છે, પતિને કનડે એવી છે. કમળાના આગમનથી તમારા મિત્રને ચિરકાળનું સુખ મળશે જ એવી તમને ખાત્રી નથી. છતાં એક વાતની તમને ખાત્રી છે. કમળાને જોતાં તમારા મિત્રનાં હૃદયમાં હર્ષ ઉછળી રહેશે, તેના મુખ ઉપર હાસ્ય છવાઈ રહેશે, તેનાં નયન સ્નેહથી ભીંજાઈ જશે. એ આનન્દનું ચિત્ર તમારી કલ્પના આગળ ખડું થાય છે. એ આનન્દને તમે અમૂલ્ય માનો છો. એ આનન્દ તમારા મિત્રને મળે એમ તમે ઇચ્છો છો.

એ આનન્દ ખરેખર અલૌકિક જ છે. લૌકિક કારણો સાથે એને કશો સમ્બન્ધ નથી. જેમ એક જ સાગરનું પાણી આવર્ત, બુદ્દબુદ, તરંગ વગેરે જૂદા જૂદા રૂપમાં વિકાર પામે છે તેવી રીતે આનન્દનું એક જ દિવ્ય સત્ત્વ જૂદી જૂદી રીતે પ્રકટ થાય છે. સામાન્ય વાતચીતમાં

આનન્દ તે કોઈ પાર્થિવ વસ્તુ હોય તેમ આપણે "આ આનન્દ નાનો" અને "આ આનન્દ મોટો" એવી ગણના કરીએ છીએ. પણ આનન્દનું ખરૂં માપ કોણ લઈ શકશે? એ આનન્દ વિશ્વમાં સઘળે છવાઈ રહ્યો છે. એ અખંડ છે, અનાદિ છે, અનન્ત છે. કોઈ વાર એ આનન્દ મનુષ્યને હસાવે છે તો કોઈ વાર એ જ આનન્દ મનુષ્યના હૃદયને પીગળાવી નાંખી તેને રડાવે છે પણ ખરો. એ આનન્દને પ્રકટ કરવો, એ આનન્દના દિવ્ય સ્વરૂપનો સાક્ષાત્કાર કરવો એ જ મનુષ્યનો ધન્ય અધિકાર છે.

એ આનન્દ તમારી બહાર નથી, પણ તમારા અન્તરમાં છે. નાટકો જોયાથી કે નવલકથાઓ વાંચ્યાથી, ગાનતાન સાંભળ્યાથી કે મિજલસોમાં જવાથી એ આનન્દ તેના ખરા સ્વરૂપમાં પ્રકટ થતો નથી. જ્યારે તમે કોઈના તરફ વિશુદ્ધ સ્નેહના ઉમળકાથી જોઈ રહો છો, જ્યારે કોઈ અનાથ પ્રાણી તરફ દયાની લાગણીથી તમારૂં હૃદય પીગળી જાય છે, જ્યારે કોઈ સગાંસમ્બન્ધીનાં બોલાયલાં કટુ વચનો સહેલાઈથી તમે ભૂલી જાઓ છો, જ્યારે વિપત્તિનાં વાદળ ઘેરાયલાં હોવા છતાં પણ તમે સત્યને વળગી રહો છો ત્યારે જ એ આનન્દ પોતાના ખરા સ્વરૂપમાં તમારી આગળ પ્રકટ થાય છે, અને તમારી આસપાસનું સઘળું વાતાવરણ વિશુદ્ધ અને નીતિમય બનાવી મૂકે છે.

જૂદા જૂદા વિચારો, જૂદી જૂદી વિદ્યાઓ, જૂદી જૂદી કળાઓ—એ સર્વ એ દિવ્યશકિતનો સાક્ષાત્કાર થવાને માટે સાધનરૂપ છે. તમે રાંધતાં શીખો, તમે ભરતાં શીખો,

તમે વાંચતાં શીખો, સંગીતનો તમે અભ્યાસ કરો, ચિત્રકામની તમે માહિતી મેળવો, આરોગ્યવિદ્યાના તમે નિયમો જાણો, સૃષ્ટિનું તમે સૌન્દર્ય નિહાળો. એ સર્વ તમને આનન્દનો પ્રત્યક્ષ અનુભવ કરાવનારાં સાધનો છે.

જે સાધનો એથી પણ વધારે મહત્ત્વનાં છે તે તમારી આગળ ગણાવવાં પડશે ? જ્યાં જુઓ ત્યાં સ્નેહની દૃષ્ટિથી જુઓ, નિખાલસ હૃદયથી જુઓ, ઉદાર ચિત્તથી જુઓ. ઈર્ષ્યાને કાઢી નાંખો, ભૂંડાઈને બાળી નાંખો, વૈરબુદ્ધિને ટાળી નાંખો. પછી આનન્દ તમારાથી આઘો રહેશે ? તમારી ફરજ બજાવવાની તમારે બાકી રહેશે ? શું કરવું ને શું ન કરવું તે વિષે વિચાર કરવાની તમારે જરૂર રહેશે ? નહીં જ.

આખું વિશ્વ તમારા તરફથી આનન્દની જ આશા રાખી રહ્યું છે. શું જડ કે શું ચેતન, સર્વ કોઈ તમારા આનન્દની જ રાહ જોઈ રહ્યું છે. સૃષ્ટિના જડ પદાર્થો તરફ તમે આનન્દથી જુઓ. તમને તે આનન્દ નથી આપતાં ? મનુષ્ય તરફ તમે આનન્દથી જુઓ. તમને તેમાં કંઈ ચારુતા નથી જણાતી ? તમારી સ્નેહભીની નજરથી, તમારી હર્ષભરી દૃષ્ટિથી સર્વ કોઈ કેવાં પ્રફુલ્લિત બની રહે છે !

એ આનન્દથી તમારા પોતાનામાં જ કેટલો ફેરફાર થઈ જાય છે ! એ આનન્દથી તમારું શરીર સુધરતું નથી ? એ આનન્દથી તમારા આરોગ્યમાં વધારો થતો નથી ? એ આનન્દથી તમારા સૌન્દર્યમાં નવી મીઠાશ આવતી નથી ?

એ આનન્દથી તમારી આંખમાં નવું તેજ ચળકતું નથી? એ આનન્દથી તમારી બુદ્ધિમાં અસાધારણ સામર્થ્ય આવતું નથી?

એ આનન્દનો પ્રભાવ તમારી આસપાસ સઘળે ફેલાઈ રહ્યો છે. જ્યાં સુધી એ આનન્દ તમારી પાસે છે ત્યાં સુધી તમને કોણ કનડી શકશે? એ આનન્દના બળ વડે દુઃખના ડુંગરોને તમે તણખલાંની પેઠે ઉડાવી દેશો. એ આનન્દના બળ વડે સંસારસાગરની ખારાશને ટાળીને તમે તેને અમૃતનો ભંડાર બનાવી મૂકશો. એ આનન્દના બળ વડે આ મર્ત્યલોકને તમે સ્વર્ગસમો સુન્દર અને સુખમય બનાવી દેશો. એ આનન્દના બળ વડે વિશ્વનાં સઘળાં સૌન્દર્ય ઉપર આવી ગયેલાં આવરણો તમે ઉખેડી શકશો. એ આનન્દના બળ વડે સાસરિયામાં સબળ સત્તા તમે ચલાવી શકશો. એ આનન્દના બળ વડે સઘળી વિદ્યાઓ અને સઘળા વિલાસોને તમે દાસત્વમાં લાવી શકશો.

તમે સારી રસોઈ તૈયાર કરી તમારા પતિને જમવા બેસાડો છો. તેને જે આનન્દ થાય છે તે તમારી સ્વાદિષ્ઠ રસોઈથી કે જે ભાવથી તે તૈયાર કરવામાં આવે છે, જે આગ્રહથી તે પીરસવામાં આવે છે તેથી? રોજના વ્યાપારથી પરવારીને સાંઝરે ઘેર આવતાં તમે ચાહનો પ્યાલો લાવીને આગળ ધરો છો. તેને જે આનન્દ થાય છે તે પ્યાલાની અંદર જે ચાહ છે તેથી કે તમારા હસતા મુખ ઉપર જે ચાહ છે તેથી? સારી રસોઈ કરવી અને સારી ચાહ બનાવવી એ જરૂરનું છે. જાપાનની તરુણીઓને સારી

ચાહ બનાવવાનું કામ ખાસ કાળજીથી શિખવવામાં આવે છે. અને ખરેખર, દાક્તરો અને વૈદ્યો ગમે તેમ કહેશે છતાં ચાહમાં કંઇક એવો ચમત્કાર રહેલો છે કે સઘળા સુધરેલા દેશોમાં, સઘળા વિદ્વાન્ વર્ગોમાં એક વાર તેનો સત્કાર થયા પછી તેનો તિરસ્કાર કરવાનું કોઈ અંતઃકરણથી ઇચ્છતું નથી. છતાં એ ચાહની મીઠાશ મનુષ્યના હૃદયમાં છૂપાયલા ચાહના પ્રકટ થતા સ્વરૂપ આગળ કોને તુચ્છ જેવી નહીં લાગે? 'વિશ્વમાં સૌથી સુન્દર વસ્તુ શું છે?' એવું મને કોઇ પૂછે તો હું તો તેનો એક જ જવાબ દઉં કે "સ્નેહીનું આનન્દથી હસતું મોં."

એ સ્નેહને લાંબાં લાંબાં વાગ્જાળની જરૂર પડતી નથી. એ સ્નેહને કૃત્રિમ નિયમોના પાલન વિષે આગ્રહ રહેતો નથી. એ સ્નેહને શંકા કે કપટનો સ્પર્શ પણ થતો નથી.

સ્નેહી હૃદયમાં મીંઢાપણું રહેતું નથી. સ્નેહી હૃદયમાં પા વિચારો ટકતા નથી. સ્નેહી હૃદયમાં અણભરોસો હોતો નથી. સ્નેહી હૃદયમાં ફલાણું કહેવું અને ફલાણું ન કહેવું એવો ભેદ રચાતો નથી. સ્નેહી હૃદયમાંથી મર્મવેધક વચનો નીકળતાં નથી. આ "કપટી" કહેવાતા જગત્‌માં પણ સાચો અને શુદ્ધ સ્નેહ છે એમ સ્નેહી હૃદય સારી રીતે સમજે છે, અને એ સ્નેહ ઉપર સંપૂર્ણ ભરોસો રાખીને સ્નેહના સાગરમાં એ પોતાનું નાવ ઝુકાવે છે.

ઉમેરવું જોઇએ કે સ્નેહનો આનન્દ જેના અન્તરમાં છે તેનામાં નિર્લજ્જપણું કે અમર્યાદ વર્તણુક કદી દીઠામાં

આવતાં નથી, નીતિના માર્ગથી તે કદી પણ ચલાયમાન થતું નથી, છાનુંછૂપું રાખવાની વૃત્તિ તેનામાં કદી ઉદ્‌ભવતી નથી. એક જાતની પવિત્ર ગંભીરતા તેના મુખ પર છવાઈ રહે છે. તેના બોલેબોલમાં, તેની દરેકેદરેક હીલચાલમાં કંઈ અલૌકિક પ્રતાપ વ્યાપી રહે છે. સ્નેહના દિવ્ય તેજથી ભરેલી તેની તીક્ષ્ણ બુદ્ધિ પોતાનો પવિત્ર પ્રકાશ સર્વત્ર ફેલાવી રહે છે. વિશ્વના રાજમાર્ગ ઉપર નિર્ભયપણે તે ચાલ્યું જાય છે, સત્યને અને સૌજન્યને તે સદાય વળગી રહે છે, સત્તા અને સામર્થ્યની ખુમારી સર્વાંગે તેનામાં વ્યાપી રહે છે.

એ અતુલ બળ હંમેશને માટે મારા તમારામાં સર્વદા હુજો એ જ મારી ઊંડી ઇચ્છા છે. એ અખંડ આનન્દના ઉદધિમાં સર્વદા નિમગ્ન રહો એ જ મારી અન્તરની પ્રાર્થના છે. મનુષ્યને એથી વધારે શું જોઈએ ?

(મુંબાઈના સ્ત્રીસમાજ
આગળ આપેલું ભાષણ)

રસશાસ્ત્રના મીમાંસકોએ રસના સ્વરૂપ વિષે બહુ ભારે ભારે ચર્ચાઓ કરી છે, અને જાતજાતના રસને વર્ણવ્યા છે, છતાં આશ્ચર્યની બાત તો એ છે કે સૌથી વિશેષ આકર્ષક, સૌથી વિશેષ લહેજતદાર એવો કલહરસ તેઓ ગણાવવો ભૂલી ગયા છે. એવી ભયંકર ભૂલ તેઓથી કેમ થઈ હશે તે સમજવું મુશ્કેલ છે. એ ભયંકર ભૂલને મારા અભયંકર હસ્તથી સુધારવી એવી કોઈ ધન્ય પળની પ્રેરણાને લીધે જ આ લેખની પ્રવૃત્તિ હું આદરૂં છું. કોણે જાણ્યું કે મારા જેવા સાચા ભક્તને કંઈક નવું સત્ય રજુ કરવાની અને 'પ્રતાપ' જેવા સુવિખ્યાત પત્રને એ નવું સત્ય પોતાના દીવાળીના અંક દ્વારા બહાર પાડવાની ઉમદા તક આપવાને માટે જ પ્રભુએ ભૂતકાળના એ મહાન્ રસમીમાંસકોને પણ આવી ગંભીર ભૂલમાં નાંખી દીધા

નહીં હોય? આવી તકનો લાભ હું કે 'પ્રતાપ'ના તંત્રી મહાશય ન લે એવી ઈશ્વરપરાઙ્મુખતા અમારા બેમાંથી કોઈમાં પણ સંભવતી નથી એટલે એ અણમૂલી તક ન જવા દેતાં સુરતની રસીલી, રસભીની, રસઝરતી પ્રજા આગળ કલહરસનો પુરસ્કાર કરવાની પરમ ઉપકારક પ્રવૃત્તિ હું આજે ઉત્સાહપૂર્વક ઉપાડી લઉં છું.

એવી શુભ પ્રવૃત્તિઓના આરંભમાં વિઘ્નવિનાશક ગણપતિનું સ્મરણ કરવાની કે વીણાપુસ્તકધારિણી સરસ્વતી-દેવીને પાયે લાગવાની આપણી પુરાણી પ્રથા છે. પણ આજે તો ગણપતિ કે સરસ્વતી ઉપરાંત વીણાને કરમાં સાહીને ત્રિભુવનમાં યથેચ્છ વિહરનારા, મૃત્યુલોકને સ્વર્ગની સાથે સાંકળીને અનેરી રસઝમાવટ કરનારા, બ્રહ્માના પુત્ર, અને કલહરસિકતાનું મૂર્તિમન્ત સ્વરૂપ એવા નારદમુનિને આપણે ન સ્મરીએ તો જગત્‌નો અને જગત્‌ના કલહોનો સાચો મર્મ સમજવાની દિવ્ય શક્તિ આપણને ક્યાંથી પ્રાપ્ત થાય? આપણા આર્ય ઋષિઓએ નારદજીની રસભરી કલ્પના કરીને કલહરસિકતાનો જે ઉચ્ચતમ આદર્શ આપણી આગળ રજુ કર્યો છે તેમાં જ આપણી આર્ય સંસ્કૃતિનું અનન્યસાધારણ ગૌરવ પ્રકટ થતું મને જણાય છે. એવી સુન્દર, એવી મોહક, એવી ભવ્ય કલ્પના કોઈ પણ બીજી પ્રજાએ કરેલી તમે જાણી છે? આપણા આર્યત્વની વિશિષ્ટતા એ ઉજ્જ્વળ કલ્પનામાં જ સમાયલી મને જણાય છે.

શ્રી નારદજી સ્વર્ગલોકથી મૃત્યુલોકમાં તેમ જ મૃત્યુ-લોકમાંથી સ્વર્ગલોકમાં એમ ઇધર તીધર સઘળે ફરતા ફરે

છે, એક સ્થળના લોકને બીજા સ્થળની માહિતી આપે છે, અને તે બીજા સ્થળના લોકને પાછી પ્રથમ સ્થળની માહિતી પહોંચાડે છે. એવી રીતે મૃત્યુની આ પારના અને મૃત્યુની પેલી પારના લોકો વચ્ચે સંદેશા લઈ જવા લાવવાનું પરમ ઉપકારક કામ એમનું છે. વીણાને કરમાં ગ્રહીને ભજનની ધૂન એ મચાવે છે, અને આનન્દમાં કાલ-નિર્ગમન કરે છે. એ આનન્દ માત્ર ભજનનો જ છે? અખિલ ભારતવર્ષની જનતાને એ સુવિદિત છે કે ભજન ઉપરાંત વિશેષમાં એ આનન્દ બે જણ લડે તેનો છે. આપણા દેશમાં હિન્દુ અને મુસ્લીમ ભાઈઓ, રે! હિન્દુઓમાં જ પરસ્પર જે કલહો ઊભા થાય છે તેમાં નારદજીની એ કલહપ્રિયતાનો જ કંઇક પ્રભાવ નહીં હોય એમ આપણે કેમ માની શકીએ? રે! હિન્દુસ્તાનને જ શા માટે નિન્દવું? જગત્‌ની સમસ્ત પ્રજાઓ પરસ્પર અવિશ્વાસ રાખે છે અને કલહનાં બીજને પોતપોતાના હૃદયોદ્યાનમાં પોષે છે તેને લીધે તો જિનીવાની આન્તરરાષ્ટ્રીય સભા–League of Nations–પોતાના કાર્યમાં સંગીન સફળતા નથી મેળવી શકી એ જગજાહેર છે. નારદમુનિ ત્રિભુવનમાં સંચરતા આનન્દ પ્રાપ્ત કરે છે તેનો અર્થ મને એટલો જ જણાય છે કે ત્રિભુવનમાં એમની કલહરસિકતાને પોષે એવાં તત્ત્વ એમને સર્વત્ર મળી આવે છે. અર્થાત્ કલહપ્રવૃત્તિ ત્રિભુવનમાં વ્યાપ્ત છે, અને વિશ્વનો ઇતિહાસ એટલે વિશ્વની કલહપ્રવૃત્તિનો ઇતિહાસ. જે પ્રજામાં એવી કલહપ્રવૃત્તિ વિશેષ તે પ્રજાનો

ઇતિહાસ વધારે યશસ્વી, વધારે વિસ્તૃત, વધારે ગૌરવયુક્ત ગણાય છે. "Happy the nation whose annals are vacant" (જે પ્રજામાં બહુ બનાવો જ બનતા ન હોય તે પ્રજા સુખી છે) એવી વિરોધી વાણી કાર્લાઈલ જેવા ધૂની વિચારક ભલે ઉચ્ચારે, પણ સમસ્ત જગતે તો એ જ સત્ય સ્વીકાર્યું છે કે "Happy the nation whose annals are tiresome" (જે પ્રજામાં ઘણા જ બનાવો બનતા હોય તે જ પ્રજા સુખી છે). જ્યાં ધમાધમ ચાલતી હોય, જ્યાં પરસ્પર લડાઈઓ ચાલતી હોય, એક પક્ષ હારે, એક પક્ષ જીતે એવું એવું જ્યાં બનતું હોય ત્યાં જ મઝા છે, ત્યાં જ રસ છે, ત્યાં જ ચેતન છે. અને ચેતનવિહોણી પ્રજા સુલેહ અને શાન્તિ ભોગવતી હોય તો પણ એવી મુડદાલ શાન્તિ કોને પ્રિય લાગશે ? એવી શાન્તિવાળી પ્રજાને કોણ માન આપશે ? એવી શાન્તિવાળી પ્રજા હોવાનું અભિમાન કોણ ધરાવી શકશે ? જ્યાં કલહ ત્યાં જ ચેતન, જ્યાં કલહ ત્યાં જ જાગૃતિ, જ્યાં કલહ ત્યાં જ પ્રગતિ. કલહની એ પ્રવૃત્તિ ત્રિભુવનમાં પસરી રહેલી જોઈને નારદમુનિને મોજ આવતી, એ લહેરમાં રહેતા, એને આનન્દ મળતો; અને એનો આનન્દ એટલે ખુદ પ્રભુનો આનન્દ, કારણ કે નારદજી એ તો પ્રભુનું મન. નારદની કલહરસિકતા એટલે પ્રભુના અન્તરની કલહરસિકતા. નવાઈ શી કે પ્રભુની જેવી સર્વવ્યાપકતા છે, પ્રભુને કલહ જેટલો પ્રિય છે તેટલો જ વિશ્વનાં તમામ પ્રાણીઓને—'અસુરસુરમુનીન્દ્રો' ને બીચારાં કાળાં

માથાંનાં માનવીઓને પણ—કલહ પ્રિય છે, અને કલહના પ્રસંગો પણ ત્રિભુવનનાં વાસીઓને અવારનવાર મળતા જ રહે છે! જ્યાં સુધી પ્રભુનો છૂપો હાથ આ વિશ્વને ટકાવી રહ્યો છે ત્યાં સુધી કલહ તો એમાં રહેવાનો જ.

ખરેખર, પ્રભુએ સૃષ્ટિનું નિર્માણ જ એવી રીતનું કર્યું છે કે કલહ વગર તો સૃષ્ટિનાં પ્રાણીઓથી રહેવાય જ નહીં. સંસારમાં કેટલાકને પ્રભુએ અત્યન્ત સુખી કર્યા; કેટલાકને–મારા તમારા જેવાને–મધ્યમ પ્રકારનું સુખદુઃખ ભોગવનારા કર્યા; અને કેટલાકને દુઃખી કર્યા. આવી રીતે જગત્‌માં સર્વત્ર વિષમતા એણે પથરાવી દીધી. કેટલાક તુમાખી થયા, કેટલાક સ્વાર્થી બન્યા, કેટલાક લોભી થયા. જે દુઃખી થયા તે દુઃખમાંથી દૂર થવાના પ્રયત્ન કરવા લાગ્યા. જે ગરીબ થયા તેમને પોતાની ગરીબાઈનો અન્યાય સાલવા લાગ્યો. જે પરતંત્ર થયા તેમને પોતાની પરતંત્રતા સાલવા માંડી અને તેઓ પોતાના સ્વાતંત્ર્ય પર તરાપ મારનારા સાથે ઝુંબેશ ચલાવવા મંડી પડ્યા–પછી તે તરાપ મારનાર જ્ઞાતિ હોય, સમાજ હોય, કે રાજસત્તા હોય. આમ સર્વત્ર કલહનાં બીજ પ્રભુએ વાવ્યાં તેમાંથી પુષ્પફળથી લચી રહેલાં મહાન્ કલહવૃક્ષો ઊગી નીકળ્યાં. આ પ્રમાણે અનાદિ કાળથી આ વિશ્વરૂપી ઉદ્યાનમાં જાતજાતનાં કલહવૃક્ષો વિસ્તરી રહ્યાં, અને મૂડીદારવર્ગ અને મજૂરવર્ગ, જમીનદાર અને ખેડૂત, બ્રાહ્મણ અબ્રાહ્મણ એવા પરસ્પરના વિરોધી પક્ષો તરફથી પૂરતું જળસિંચન

થતાં પ્રભુની કે પ્રભુના મનની—નારદજીની—કલહરસિકતાને સન્તોષે એવી કલહપ્રવૃત્તિ સારા જગત્માં ઠેરઠેર ચાલી રહી. એ કલહપ્રવૃત્તિ જગત્ના આદિકાળથી ચાલતી આવી છે અને તે અન્તકાળ સુધી પહોંચશે.

પણ કોઈ કહેશે કે 'જગત્ના આદિકાળ'ની તમે જે વાત કરો છો, એ તમારી વાત ગલત છે, કારણ કે જગત્નો આદિકાળ છે જ નહીં. વળી જગત્ની જે તમામ કલહપ્રવૃત્તિઓ છે તેને માટેની સઘળી જવાબદારી તમે પ્રભુના શિર પર ઢોળવા ઇચ્છો છો તે પણ તદ્ન અનુચિત છે; કારણ કે ઉચ્ચ, નીચ ને મધ્યમના જે જૂદા જૂદા ભેદ પ્રભુએ નીપજાવ્યા છે તે એની માત્ર સ્વચ્છન્દની પ્રવૃત્તિ નથી, પણ એની એ પ્રવૃત્તિ સાપેક્ષ છે. મનુષ્યનાં સારાંનરસાં કૃત્યોને ધ્યાનમાં લઈને સુખદુઃખમોહાત્મિકા, માયામયી, વિષમ અને વિચિત્ર એવી આ જગત્ની રચના એ રચે છે. માટે પ્રભુ એ જગત્ની વિષમતાને માટે જવાબદાર નથી, પણ મનુષ્યના ધર્માધર્મ એ વિષમતાને માટે જવાબદાર છે. આના જવાબમાં અમે એટલું જ કહીશું કે અત્યારે બે ઘડી મોજમાં અમે બેઠા છીએ તે વખતે આવી માથાદુખામણી દલીલો કરીને જો તમે અમને ગુંચવવા માંગતા હશો તો તે તમારી આશા વ્યર્થ છે, કારણ કે એવી દલીલથી અમે ગભરાઈએ કે ગુંચવાઈએ એમ છે નહીં. જે વેદાન્તને અવલમ્બીને તમે અમારી સામું ઘુરકાઘુરકી કરી રહ્યા છો તે વેદાન્તને તે

અમે અમારા ગજવામાં જ રાખીએ છીએ, અને તેમાંનું એક જ વચન તમારી આગળ રજુ કરીએ છીએ—

"આ લોકમાંથી જેને એ ઊંચે ચઢાવવા માંગે છે તેની પાસે એ જ સારાં કામ કરાવે છે, અને જેને એ નીચે ઉતારવા માંગે છે તેની પાસે એ જ નઠારાં કામ કરાવે છે." લોકોને ઊંચે ચઢાવવા કે નીચે ઉતારવા એવા રાગદ્વેષથી ભરેલા વિચારો પ્રથમથી કરી બેસે, પછી પોતાનો જેના પર પક્ષપાત હોય તેની પાસે સારાં કામ કરાવે, અને જેના તરફ દ્વેષભાવ હોય તેની પાસે નઠારાં કામ કરાવે, અને એવી રીતે ભોળાં દિલનાં માનવીઓને ભમાવીને આખરે એકને આસમાન પર ચઢાવે અને બીજાને નીચે પટકે એવી ચાલબાજી, પછી તે ખુદ પ્રભુની પોતાની હોય તો પણ, આ પ્રગતિના જમાનાનું જગત્ તેને ભાગ્યે જ નીભાવી લે. કદાચ એવી ન ભાવતી સ્થિતિ નભાવી લેવી પડે તો પણ તેના સામું પોતાનો 'નમ્ર પણ મક્કમ' વાંધો તો તે જરૂર ઊઠાવે જ ઊઠાવે. તેની જ સાથે, પોતે ભોળીભાલી જનતા પાસે સારાંનરસાં ફાવે તેવાં કામ કરાવીને પછી 'એ કામનાં સારાંનરસાં પરિણામને માટે હું જવાબદાર નથી' એમ જો કહેવાની ધૃષ્ટતા પ્રભુ તરફથી રાખવામાં આવતી હોય તો ન્યાયને ખાતર આપણે એટલું જ કહેવું પડે કે 'આ તો ચોરી પર સરજોરી' જેવો ઘાટ થાય છે. પ્રભુ અમને વહાલો છે, પણ સત્ય અમને પ્રભુના કરતાં પણ વધારે વહાલું છે, તેથી જ આ કડવું સત્ય નિખાલસપણે ઉચ્ચારવાની આજે અમને

ફરજ પડી છે. અમને પ્રભુ તરફ દુશ્મનાવટ નથી, છતાં ખરી વસ્તુસ્થિતિથી અણવાકેફ ન રહેવાય માટે અમને સાફ સાફ કહેવાની જરૂર પડે છે કે પ્રભુના દુશ્મનોની સંખ્યા કેટલેક સ્થળે તો 'કૂદકે ને ભૂસકે' વધતી જાય છે. એવા ઈશ્વરવિરોધીઓની ચોક્કસ સંખ્યા તો પ્રભુ જાણે, પણ ઘણા એવા છે કે જે પ્રભુના અસ્તિત્વમાં માનવું તેને એક પ્રકારનું અજ્ઞાન કે મૂર્ખાઈ ગણે છે, અને એવા વહેમમાં પડનારાઓનો તેઓના મગજની નબળાઈને માટે તેઓ ફીટકાર કરે છે એટલું જ નહીં, પણ તેવાઓનું સખ્ત શાસન અને તેવાઓનો બહિષ્કાર પણ તેઓ કરે છે. આવા બારીક સંજોગોમાં પ્રભુને મારી 'નમ્ર પણ સખ્ત' સૂચના છે કે એણે દુનિયામાં ઉચ્ચનીચની જે વિષમતા આણી છે તે જો એણે પ્રાણીઓના ધર્માધર્મ કે પુણ્યપાપ કે સારાંનરસાં કર્મોને લક્ષમાં લઈને આણી હોય તો પણ એ તમામ સારાંનરસાં કૃત્યોનો કરાવનાર ખુદ એ જાતે ને પોતે હોવાથી વિષમતાની સઘળી જવાબદારી એના એકલાના જ શિર પર રહે છે એ વાત સત્યને ખાતર એણે કબૂલ કરવી અને 'સત્યમેવ જયતે' એ શ્રુતિવચનને લક્ષમાં રાખીને સત્યના વિજયવન્તા માર્ગ તરફ એણે પ્રયાણ કરવું.

કહે છે કે પ્રભુ—પ્રજાપતિ પ્રથમ એકલા હતા. બીજું કંઈ પણ નહોતું. એને એકલાં ગમ્યું નહીં. એને ઇચ્છા થઈ. એણે તપ કર્યું. એણે સૃષ્ટિ રચી. આ વાત શ્રુતિના અનેક ગ્રન્થોમાં કહી છે. તે પરથી સમજાય છે

છે કે એને ગમ્યું નહીં તેથી એણે સૃષ્ટિ રચી. અહીં સ્વાભાવિક પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે એને ગમ્યું કેમ નહીં? એ તો 'આપ્તકામ' છે, 'સર્વકામ' છે, 'નિષ્કામ' છે એમ શ્રુતિઓ પોકારી પોકારીને કહે છે. એ તો ઈશ્વર છે. દરેક પ્રકારના વૈભવ એ મેળવી શકે છે. એને કોઈ વાતની ન્યૂનતા નથી હોતી. છતાં એને કેમ ગમ્યું નહીં? શેની ઓછપ એને ખૂંચી? આનો જવાબ એક જ મળી શકે છે, અને તે આ છે: બધાએ વૈભવ હોય, બધીએ કામનાઓ તૃપ્ત થતી હોય, પણ માણસ એકલો શું કરે? કલહરસિક પ્રજાપતિ— અને એની કલહરસિકતા તો ઉપર વિસ્તારથી અમે સિદ્ધ કરી છે—એ કલહરસિક પ્રજાપતિની કલહરસિકતાને પોષવાને માટે જાતજાતનાં પ્રાણીઓરૂપી વિવિધ સામગ્રી તો જોઈએ જ કેની? એક હાથે કંઈ તાળી પડાય છે? બે જણ વિના કંઈ લડાઈ ઝામે છે? મારું ચોક્કસ માનવું છે કે પ્રજાપતિને એકલાં ગમ્યું નહીં અને સૃષ્ટિ રચવાનું મન થયું તેનું મૂળ કારણ એની કલહરસિકતા જ છે.

આ જ વાતના સમર્થનમાં બીજું એક શ્રુતિવચન ટાંકવું અમને જરૂરનું લાગે છે. તૈત્તિરીય ઉપનિષદ્‌માં કહ્યું છે કે બહીકને લીધે એનાથી (એટલે ઈશ્વરથી) વાયુ હાલે છે, બહીકને લીધે સૂર્ય ઊગે છે, બહીકને લીધે અગ્નિ અને ઇન્દ્ર અને પાંચમો મૃત્યુ દોડે છે. આ શ્રુતિમાં પાંચ મોટા દેવતાઓ ગણાવ્યા છે: વાયુ, સૂર્ય, અગ્નિ, ઇન્દ્ર, અને મૃત્યુ. પાંચે પ્રતાપી દેવતાઓ છે. સૂર્યને તો ગાયત્રી

મંત્ર ભણીને હરેક બ્રાહ્મણ પૂજે છે; અને મૃત્યુદેવનો ઝપાટો આ મર્ત્યલોકમાં કોને અજાણ્યો છે? એવા મહાપ્રતાપી દેવો પોતાની જવાબદારી સંપૂર્ણ રીતે ન સમજતા હોય એમ સંભવતું નથી. છતાં એ બધા દેવોને પ્રભુની બહીક કેમ લાગે છે? આ પ્રશ્નનો એક જ જવાબ મને જડે છે, અને તે એ કે પ્રભુનો સ્વભાવ જ એવો કે એનાથી જવાબદારીના સંપૂર્ણ ભાનવાળા સૂર્ય અને ઇન્દ્ર જેવા પ્રતાપી દેવો પણ બહીતા રહે. ખરેખર, લડાઇખોરા સ્વામીથી કયો સેવક બહીતો નથી? એવા સ્વામીને સેવકનો વાંક કાઢતાં કંઈ મુશ્કેલી પડે છે? ભર્તૃહરિનો પેલો શ્લોક તો જાણીતો છેઃ—

**सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ।**

સેવક બીચારો મૂગો રહે તો એ તો મૂગો—'silent' છે એમ ટીકા કરે, છૂટથી બોલે તો વાતોડિયામાં ખપે, શેઠની પાસે રહે તો ધૃષ્ટ ગણાય, દૂર રહે તો બેદરકાર કહેવાય, ક્ષમાવૃત્તિ રાખે તો બહીકણ જણાય, સહન ન કરે તો ખાનદાનીમાં ખામી આવે, સેવક જે કરે તેમાં વાંક તો નીકળે જ નીકળે. કોઈ મંડળનું કે બોર્ડનું મંત્રીપદ ભોગવતો હોય તો એના કાર્યમાં વાંધો નીકળે, શિક્ષકપદ ભોગવતો હોય તો એના શિક્ષણમાં, એના જ્ઞાનમાં, કંઈ નહીં તો એની Class Management (વર્ગ પરનો કાબુ) એ બાબતમાં તો વાંધો કાઢી જ શકાય. પત્રકારિત્વનો બોજો એના શિર પર રહેતો હોય તો પત્રની અનિયમિતતા વિષે અથવા તેનાં લખાણોની નિઃસત્ત્વતા વિષે તો

જરૂર આક્ષેપો કરી શકાય. મારો એક મિત્ર અહીંની મહિલાવિદ્યાલયની પ્રવૃત્તિમાં રસ લેતો હતો. એ સંસ્થામાં મહાવિદ્યાલયની પ્રવેશક પરીક્ષાના પછીના આગળના અભ્યાસને માટે એક નવો વર્ગ ખોલવામાં આવ્યો હતો. વર્ગ તો નાનો હતો. ઈનમીન ને સાડીતીન છોકરીઓ પણ એ વર્ગમાં નહોતી, છતાં એ વર્ગમાં મારા મિત્રને ઘણો રસ હતો. એ વર્ગના અધ્યાપનકાર્યને માટે સુન્દર વ્યવસ્થા ઘડવાનો એને અભિલાષ હતો. એ કાર્યને માટે પોતાનો અવકાશનો સમય ફાજલ પાડવાની પણ એને ધગશ હતી. આવી ધગશ સાથે એ મહિલાવિદ્યાલય તરફ જતો હતો, હું તેની સાથે ચાલતો હતો, એટલામાં એના શેઠ સામેથી આવતા હતા તે એમને મળ્યા અને મારા મિત્રની આ નૂતન પ્રવૃત્તિ વિષે જાણવામાં આવતાં તેમનો પિત્તો ઊછળ્યો. તેમણે મારા મિત્રને ધધડાવી નાંખ્યો, અને એ સંસ્થામાંથી તાબડતોબ નિવૃત્ત થવા ફરમાવ્યું. મારો મિત્ર બિચારો શું કરે ? એ રહ્યો સેવક. એના ઉદરનિર્વાહનો આધાર એના શેઠ ઉપર. એણે તરત જ રાજીનામું આપ્યું ! આ બનાવ બરાબર નિહાળ્યા પછી મારા મિત્ર પ્રત્યે મને અત્યન્ત અનુકંપા આવી, પણ એ અનુકંપાની સાથે સાથે જ તટસ્થવૃત્તિથી જોતાં મારી સ્થિતિનો મને ગર્વ આવ્યો અને સ્વાતંત્ર્યની ભાવનાથી મારો અંતરાત્મા પ્રફુલ્લ થયો એ વાત મારા વાચક બંધુઓથી હું શા માટે છુપાવું ? પણ બધાને એવી નિર્ભયતા સુલભ નથી હોતી; ઇન્દ્ર, અગ્નિ, વાયુ, સૂર્ય

અને મૃત્યુ એ પાંચે દેવો તો પ્રભુની બહીકમાં રહેતા. શેઠ જો ઉદારવૃત્તિના હોય તો આવા સમર્થ દેવતાઓ પોતપોતાની જવાબદારી સમજીને પોતપોતાનાં કાર્ય કર્યા જાય તેમાં તેમને બહીક શેની રાખવી પડે ? પણ શેઠ જો કલહપ્રિય હોય તો સેવકના ગમે તે કામમાં પણ તે વાંધો ઉઠાવી શકે છે, અને તે કારણથી તેઓને સતત બહીકમાં રહેવું પડે છે. આ પ્રમાણે જેમ જેમ હું પ્રભુના સ્વરૂપનો વિચાર કરૂં છું, જેમ જેમ શ્રુતિવચનોને હું ઉકેલું છું તેમ તેમ મને તો વિશેષ ને વિશેષ પ્રભુની કલહપ્રિયતાની જ પ્રતીતિ થાય છે.

એ કલહપ્રિયતા જેવી આ સૃષ્ટિના રચનારમાં છે તેવી જ એની રચેલી સકળ સૃષ્ટિમાં એ વ્યાપી રહેલી છે. એક ઠેકાણે બે માણસો એક બીજા સાથે જરા ઊંચે સ્વરે બોલતા હોય તો તરત જ તેમની આસપાસ મોટી મેદની ભરાય છે તે કોણે નહીં જોયું હોય ? વાત આગળ વધીને જરા હાથચાલાકી ઉપર આવી જાય તો તો પછી પૂછવું જ શું ? થોડા જ વખત ઉપર સુરતમાં મળેલી સભાનો હેવાલ મેં એક બહોળો ફેલાવો પામેલા પત્રમાં વાંચ્યો અને તેમાં 'મોહનલાલ અને મનહરરામ ઝમાવે છે,' 'દવે–મહેતા યુદ્ધ' એવાં શીર્ષક જોયાં ત્યારે આપણા પત્રકારો લોકોની નાડ કેવી પારખી ગયા છે અને કલહપ્રિયતાનું વ્યાપક સ્વરૂપ તેઓ કેવી અચ્છી રીતે પિછાને છે તેનો વિચાર આવ્યા વિના મને રહ્યો નહીં. એ કલહરસિકતા માનવી સિવાય ઇતર પ્રાણીઓમાં

પણ થોડી નથી હોતી. 'શ્વાનયુદ્ધ' તો કોનાં અજાણ્યાં છે ? બે બિલાડાંઓ જ્યારે જંગ મચાવે છે ત્યારે તે દેખાવ જોવા જેવો બની રહે છે. બે બકરાઓ એકબીજા સામે ઊભા રહી ટક્કર લડાવતા હોય છે ત્યારે એમના કલહરસને ક્ષતિ પહોંચવાનો સંભવ પણ જણાતો નથી. બે ગોધાઓની લડાઈ, બે હાથીઓની લડાઈ એના પ્રચંડ સ્વરૂપમાં જોવી હોય તો વડોદરાની સાઠમારી જોવાની મારી તમને ભલામણ છે. ટિકિટની ગોઠવણ તમારે આગળથી કરવી પડશે, કારણ કે ટિકિટ મેળવવાની બહુ મુશ્કેલી પડે છે. કલહરસિક માનવીઓની પ્રચંડ મેદની એ સાઠમારીમાં એકઠી થાય છે. મોટામાં મોટા દરબારી અમલદારોથી માંડીને ગરીબમાં ગરીબ ખેડૂત પણ એવી સાઠમારીમાં રસ લે છે. માનવહૃદયની કલહપ્રિયતાનો એથી વધારે સચોટ પુરાવો બીજો શું હોઈ શકે ?

એ સાઠમારી વિષે લખનારને 'સાક્ષરોની સાઠમારી' વિષે બે બોલ ઉમેરવાની કુદરતી લાલચ થઈ જાય તો માનવહૃદયની એ સહજ નિર્બળતા તરફ વાચક બન્ધુઓ તથા બહેનો ક્ષમાની દૃષ્ટિથી જોશે એવી ઉમેદ છે. સાક્ષરોની સાઠમારીનો ખરેખરો રંગ તો સાહિત્ય પરિષદ્ ભરવાનું ટાંકણું આવે છે ત્યારે ઝામે છે. એ સાઠમારી ગુજરાતની સાહિત્યરસિક જનતાને જાણીતી હોવાથી તે વિષે વિસ્તાર કરવાની મને જરૂર જણાતી નથી. પણ સાક્ષરી આલમના જાણીતા લડવૈયાઓ સામયિક પત્રોદ્વારા

જે તીખી તમતમતી ચર્ચાઓ કરે છે તે તો સારી ગુજરાતને ઘેલી બનાવી મૂકે છે એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નથી. જોડણીના સાવ નીરસ વિષયને પણ સાક્ષરશ્રી નરસિંહરાવ અને સાક્ષરશ્રી કમળાશંકરે કેવો કલહરસઝરતો બનાવી દીધો હતો તે ગુજરાતમાં કોણ જાણતું નથી ? સ્વ. તનસુખરામે પણ નરસિંહરાવ સાથે ઠીક વાગ્યુદ્ધ ઝમાવ્યું હતું, જો કે અન્તે તો એમની હાર થઈ, અને એમને "મૌનાષ્ટક" લખવું પડ્યું. કવિ તરીકે, વિવેચક તરીકે, ભાષાશાસ્ત્રી તરીકે, નિબન્ધકાર તરીકે નરસિંહરાવ જેટલા પ્રખ્યાત છે તેટલા જ, બલ્કે તેથી પણ વધારે, સાક્ષરી આલમના પ્રચંડ અને શૂરવીર લડવૈયા તરીકે પણ એ મશહૂર છે, અને એમની એ કીર્તિ ચિર કાળ સુધી ટકી રહેશે એ વિષે મને જરાયે સંદેહ નથી. યુનિવર્સિટિના કૉનવોકેશન હૉલમાંથી પોતે કોની કોની સાથે લડ્યા છે તે સમ્બન્ધી સગર્વ ગર્જના કરતા કવિશ્રી ન્હાનાલાલભાઈને, અને કનૈયાલાલ મુનશી જેવાને પણ પરિષદ્ની બેઠકોમાં સફળ રીતે હંફાવનાર પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરને જો ગુજરાતના સમર્થ સાક્ષર યોદ્ધાઓની યશસ્વી નામાવલિમાં આપણે ન દાખલ કરીએ તો તેમને ભારે અન્યાય કરેલો જ ગણાય. કલહરસને પોષનાર એ ધુરંધર વિદ્વાનોનું ગુજરાત હંમેશને માટે ઋણી રહેશે.

આજથી સો વર્ષ ઉપર ગુજરાતમાં એક કવિ જન્મ્યો હતો. નર્મદ એનું નામ. સુરત એની જન્મભૂમિ. એ કવિએ મોટા મોટા ત્રણ ગ્રન્થો રચ્યા છે. તેમાંનો

એક નર્મકવિતાનો. શું એ ગ્રન્થનું કદ! જોઈને તમે ગભરાઈ જ જાઓ. ગ્રન્થમાં એક સ્થળે એણે લખ્યું છે:

"સહુ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે."

બ્રિટિશ સામ્રાજ્યની શીળી છત્ર–છાયા નીચે, દેશમાં સર્વત્ર જ્યારે શાન્તિ પથરાઈ રહી હતી ત્યારે કયા જંગ એને જીતવાના હતા કે બ્યૂગલો વગાડીને એ ગુજરાતની જનતાને જગાડી રહ્યો છે? જરા આપણે વિચાર કરીએ તો એમ જ આપણને કહેવાનું મન થશે કે:

"સકળ તુજ એ તો કવિપણું."

કાલ્પનિક જંગો ખડા કરીને કાલ્પનિક વિજય મેળવવાને માટે ગુજરાતના સૈનિકોને એ કલ્પનાવ્યાપારથી જાગ્રત્ કરે છે એમ જ આપણને લાગશે; અને એમ જો હોય તો એક જ નિર્ણય ઉપર આપણે આવી શકીએ કે જનતામાં કલહરસિકતાનું જે સ્થાયી તત્ત્વ રહેલું છે તેનો શાન્તિ અને સુલેહના સમયમાં પણ કવિકલ્પનાદ્વારા પૂરેપૂરો લાભ લેવો એ જ એની કવિતાનો ઉદ્દેશ હતો.

કલ્પનાના ઊંચામાં ઊંચા પ્રદેશમાં વિહરનારા છતાં પરમ વ્યાવહારિક, ઉપવાસ અને તપશ્ચર્યા વડે શુદ્ધિને શોધનારા, સંત પુરુષ છતાં પ્રખર રાજનીતિજ્ઞ, સહકારને માટે તલસતા છતાં અસહકારને સેવનારા, શન્તિપ્રિય છતાં પોતાના અમોઘ અને અજેય શસ્ત્ર વડે વિજયને અર્થે જ ઘૂમનારા મહારથી મહાત્મા ગાંધીજીના તો નામમાત્રના ઉચ્ચારણથી જ આપણે વિરમવું પડશે. જ્યાં 'દિલ્હી હજી

દૂર છે,' જ્યાં સ્વતંત્રતા હજી વેગળી છે ત્યાં એ ઉજ્જવળ, પવિત્ર અને પોષક કલહરસની પિપાસાને તૃપ્ત થવાની આશા રાખવી આપણા દેશને માટે હાલ ફોકટ છે.

અતિરથીઓ અને મહારથીઓને કોરે મૂકીને, કલહરસની જનમંડળની સામાન્ય પિપાસાને તૃપ્ત કરનારા શૂરવીર યોદ્ધાઓ પોતાનું રસિક કાર્ય વધારે સફળતાથી કરી શકે એટલા માટે જો કેટલીક વ્યવહારૂ સૂચનાઓ આ સ્થળે આપણે ન આપીએ તો હાથમાં લીધેલી આપણી રસમીમાંસા આપણે અપૂર્ણ જ રાખી એમ ગણાય. માટે એ સૂચનાઓ અમારી બુદ્ધિ અનુસાર અમે આ સ્થળે રજુ કરીએ છીએ:—

(૧) નિડર થવું અને આત્મશ્રદ્ધા રાખવી; સાધુતા સંપૂર્ણ પોતાનામાં જ વસી છે એ વિષે નિઃશંક રહેવું.

(૨) 'દુનિયા દુર્જનની, દુર્જનની' એમ માનવું અને પ્રતિપક્ષીને દુર્જનશિરોમણિ ગણવો.

(૩) બીનઆવડત, આળસ, હરામખોરી, દ્વેષભાવ, આડાઈ, મૂર્ખતા, અસત્ય—એટલા અવગુણો તો સર્વત્ર, અને ખાસ કરીને આપણા પ્રતિપક્ષીમાં હોય જ એમ ચોક્કસ સમજવું.

(૪) પ્રતિપક્ષી શું કરે છે તેની બાતમી આપનારા મિત્રોની ફોજની ફોજ રાખવી અને તે તમામ બાતમીની નોંધ લેવી.

(૫) જે કંઈ બાતમી મળે તેને પોતાના હૃદયના રંગથી રંગવી, કલ્પનાના બળથી તેને ઓજસ્વી બનાવવી,

બુદ્ધિના પ્રભાવથી તેને શણગારવી; કારણ કે હૃદયના રંગ, કલ્પનાનું બળ, બુદ્ધિનો પ્રભાવ એ સર્વ ઉપયોગને અર્થે છે.

(૬) એ શણગારાયલી બાતમીનો જનમંડળમાં બહોળો ફેલાવો કરવો; કારણ કે પ્રચારકાર્ય વિના વિજયની પ્રાપ્તિ સંભવતી નથી.

(૭) બાતમીઓને આધારે, પ્રતિપક્ષીની સામે એક પ્રચંડ આરોપની માળા તૈયાર કરવી. લેખન ઝમકદાર, ભાષા તમતમતી, વાણી જોશદાર હોવી જોઇએ.

(૮) બાતમીઓ રજૂ કરતાં 'અમને ચોક્કસ બાતમીઓ મળેલી છે' એવાં એવાં વચનોદ્વારા એ બાતમીઓનું ગૌરવ વધારવું; છેડે કદાચ ઉમેરવામાં આવે કે 'આ બાતમીઓ ખોટી હોય તો પ્રતિપક્ષીની માફી માંગવા હું તૈયાર છું' તો તેમાં કોઈ પણ જાતનો વાંધો નથી, કારણ કે એથી આપણી સાધુતા સ્પષ્ટ જણાઈ આવશે. એથી કંઈ રજૂ કરાયલી બાતમીઓની અસર લેશ પણ ઓછી થવાની નથી; કદાચ વધારે અસર પણ થાય.

(૯) લેખનવ્યાપારને બદલે ભાષણવ્યાપારનો જ્યાં અવકાશ હોય ત્યાં આગળ, પ્રતિપક્ષીને ગભરાવવો એ પ્રથમ જરૂરનું છે. ડોળા ઘુરકાવવા, મોઢા પર તીવ્ર આવેશના ભાવ પ્રકટાવવા, શરીરને જરા અક્કડ રાખવું, મુખને વિકરાળ બનાવવું, એ સર્વથી 'First stroke is half the battle' અને 'પહેલો મારે કદી ન હારે' એ કહેવતોનું સત્ય ચોક્કસ પ્રતિપાદન થશે.

(૧૦) પોતે સખ્ત ગુસ્સામાં છે, અને તે છતાં ગુસ્સાને

કાબુમાં રાખીને, સંયમને સેવીને પોતે બોલે છે એવો દેખાવ ભાષણના આરંભ સમયે તો અવશ્ય થવો જ જોઈએ.

(૧૧) ભાષણમાં જે સંભાર–મરીમસાલો આપણે ભર્યો હોય તેની અસર જરાય લુપ્ત થવા ન દેવી; પ્રતિપક્ષી જો વચમાં સહેજ પણ બોલે તો તેને તરત જ ડામવો; તેને આગળ વધવા દેવો નહીં.

(૧૨) આટલું થયા પછી પણ પ્રતિપક્ષી જો પોતાનું ભાષણ 'ફેંકવા' તૈયાર થાય એવો નિર્લજ્જ હોય તો તેને ના તો ન પાડી શકાય, પણ એના ભાષણ દરમ્યાન કંઈ કંઈ સવાલો પૂછીને તેને ગુંચવવો અથવા તો એનાં વચનો ઉપર કંઈ ને કંઈ ટીકા ભાષણ વખતે જ કરવી એ તો આત્મસંરક્ષણના કાયદાને આધારે આપણો જન્મસિદ્ધ હક છે. પ્રતિપક્ષી આપણને અટકાવવાની સ્થિતિમાં ન હોય અથવા તેમ કરવાની એનામાં શક્તિ વૃત્તિ કે આવડત ન હોય તો તેનો સંપૂર્ણ લાભ આપણે શા માટે ન લેવો? જે જબરૂં થાય તે જીતે એ જગતનો નિયમ છે.

(૧૩) કાર્ય સિદ્ધ થયા પછી આપણી રજૂ કરેલી બાતમીઓ જો ખોટી ઠરે તો તે વખતે પ્રતિપક્ષીની માફી માંગતાં સંકોચ રાખવો નહીં. બાતમીઓએ પોતાનું કામ આબાદ રીતે કીધું અને કાર્યની સિદ્ધિ થઈ પછી બાતમીઓને ફગાવી દેવામાં વાંધો શો હોય? કાર્ય સિદ્ધ થયા પછી બાકીની ગૌણ વસ્તુઓને માટે વ્યાવહારિક પુરુષો કદી લમણાઝીક કરતા નથી.

(૧૪) જેની સાથે કલહરંગ સરસ ઝામવાનો પ્રસંગ હોય તે જો ઉપહાસમાં જેને 'સાક્ષર' તરીકે ઓળખવામાં આવે છે તે જાતનું ભયંકર પ્રાણી હોય તો તેની સાથે ચર્ચાપત્રરૂપે ઉત્તરપ્રત્યુત્તરની લેખમાળા ચલાવવાને જાતે કટિબદ્ધ થવું અથવા તો અગમચેતી વાપરીને મિત્રવર્ગમાંથી અથવા સેવકગણમાંથી એવું એક સમર્થ સાક્ષરજૂથ તૈયાર રાખવું.

(૧૫) બધું છતાં પણ કાર્યસિદ્ધિમાં જો વિક્ષેપ આવતો હોય તો 'રાજીનામું' અથવા 'અસહકાર'નું અમોઘ શસ્ત્ર તો હંમેશાં તૈયાર જ રાખવું.

કલહરસની ઝમાવટનાં ઊંડાં તત્ત્વોનું જે શાસ્ત્રીય પૃથક્કરણ અમે આ સ્થળે રજૂ કર્યું છે તે રસવિધાયકોને આવકારપાત્ર જણાશે, અને એ સૂચનાઓનો યોગ્ય રીતે તેઓ અમલ કરશે તો તેમનું વિજય માટેનું પ્રયાણ સફળ નીવડશે, અને માર્ગમાંજ સ્વર્ગની અપ્સરાઓ સામી આવીને તેમને વિજયમાળ આરોપશે એવો અમારો દૃઢ વિશ્વાસ છે.

એ કલહનો ભાવ માનવહૃદયમાં સભર ભર્યો છે. 'પરસ્પરનો વિગ્રહ' એ જગતનું પ્રાકૃતિક લક્ષણ છે એ વિચારના સમર્થનમાં હૉબ્સ જેવા ફીલસુફનો આશ્રય લેવાની આપણને જરૂર છે? નજરોનજર જે દેખાતું હોય, પ્રત્યક્ષ પ્રમાણથી જે સિદ્ધ હોય તેનાં વળી બીજાં પ્રમાણ શાં? પૃથ્વીનો કોઈ પણ ખૂણો તમે એવો બતાવી શકશો કે જ્યાં કલહરસની ઝમાવટ કદી થઈ જ ન હોય? દેશની કોઈ પણ સભા, કોઈ પણ મંડળ, કોઈ પણ પરિષદ્

એવી તમે જોઈ છે કે જેમાં કલહરસનું આસ્વાદન કદી થયું જ ન હોય ? જગતની કોઈ પણ સંસ્થા તમે એવી જોઈ છે કે જેમાં કલહનું તત્ત્વ કદી દેખાયું જ ન હોય ? આપણી જ્ઞાતિઓ અને પેટાજ્ઞાતિઓ, આપણી અવિભક્ત કુટુમ્બની સંસ્થા, આપણી કોમી ભાવના, આપણી પ્રાન્તીય ભાવના, એ આપણી—ખુદ આપણી—આર્ય સંસ્કૃતિના જ નહીં, પણ આપણા કલહના જબરજસ્ત કિલ્લાઓ છે એમ આપણને નથી લાગતું ? દિલોજાન દોસ્તો ક્વચિત્ ક્વચિત્ લડે છે; પ્રેમાળ દંપતીઓ—

"સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત જુદી !
પરસ્પર સ્નેહની ખેંચાય સાંકળ એ જ જુદી !"

એવું જેમને વિષે લલિતજીએ ગાયું છે તે દંપતીની પણ સ્નેહસાંકળ ક્વચિત્ ક્વચિત્ ઢીલી પડી જતી આપણા જોવામાં નથી આવતી ? રીસાયલી પ્રિયતમાને મનાવવી એ તો જગતના પ્રેમીઓનો ધન્ય અધિકાર ગણાય છે. પ્રણયકલહ વિનાનું દાંપત્યજીવન હોઈ શકે શું ? અને હોય તો પણ તે કેવું નીરસ !

માનવજીવનમાં કલહ આમ ઓતપ્રોત થઈ રહ્યો છે તો સાહિત્યના ગ્રન્થોમાં એ કલહરસ ક્યાં ઓછો છે ? ઠેઠ શ્રુતિકાળથી આપણે તપાસીએ. ઈન્દ્ર અને વૃત્રની લડાઈ, દશ રાજાઓની લડાઈ, વિશ્વામિત્ર અને વસિષ્ઠની લડાઈ વેદના કાળની કોને અજાણી છે ? બ્રાહ્મણ ગ્રન્થોમાંથી 'સુરો અને અસુરોની વચ્ચે સ્પર્ધા ચાલી' એ એક જ વાક્ય જ્યાં જ્યાં આવતું

હોય ત્યાંથી તમે ઉપાડી લો, અને બ્રાહ્મણ ગ્રન્થોનું ગૌરવ પછી કેટલું રહે છે તે તપાસો ! રામાયણ અને મહાભારત એ આપણો પાંચમો વેદ. રામ અને રાવણની લડાઈ તમે કાઢી નાંખો તો રામાયણનું શું રહેશે ? મહાભારત, જેને વિષે એમ કહેવાય છે કે 'એમાં જે છે તે જ અન્યત્ર છે અને એમાં જે નથી તે કયાંઈ પણ નથી'—એ મહાભારતમાંથી કૌરવો અને પાંડવોની લડાઈ તમે કાઢી નાંખો. એવા ગ્રન્થને તમે મહાભારત કહેશો ? ગ્રીક અને ટ્રોજનોના યુદ્ધ વિનાની હોમરની કૃતિ તમે કલ્પી શકો છો ? રામાયણ અને મહાભારત પછીની રચનાનું વસ્તુ તો બહુધા એ ગ્રન્થો પરથી જ લેવાયલું એટલે તેમાં તો કલહરસ હોય એમાં પૂછવું જ શું ? છતાં એક અસાધારણ કલાકૃતિ વિષે બે બોલ લખવા અહીં પ્રાસંગિક લાગે છે. કાલિદાસ કવિએ એના શકુન્તલા નાટકમાં અચ્છો કલહરસ ઝમાવ્યો છે. દુષ્યન્ત શકુન્તલા સાથે ગંધર્વ લગ્નથી પરણ્યા પછી લગ્નની વાતનો જ ઇનકાર કરે છે અને પત્નીને કાઢી મૂકે છે. એ સ્થિતિ જ કેવી કરુણતાથી ભરેલી ! શકુન્તલા બીચારી કલ્પાન્ત કરે છે, તે એકલી છે, અસહાય છે. કોઈ દિવ્ય જ્યોતિ ત્યાંથી તેને ઉપાડી જાય છે. આ જીવનથી ઉચ્ચતર ભૂમિકામાં તે પ્રવેશે છે. મારીચ ઋષિના આશ્રમમાં વિરહિણીના ધર્મ સાચવતી એકવેણીધરા તપસ્વિની તરીકે તે રહે છે, અને પોતાના નવા જન્મેલા ક્ષત્રિય બાળક સર્વદમનની તે સંભાળ રાખે છે. રાજાને પ્રત્યભિજ્ઞા પ્રાપ્ત થતાં પશ્ચાત્તાપ થાય છે.

પોતાનો સ્વાર્થ બગાડ્યો એટલું જ નહીં પણ પિતૃઓના અનૃણી થવાનો જે માર્ગ પ્રભુકૃપાથી એને સાંપડ્યો હતો તે માર્ગ એણે જવા દીધો એ વિચારથી એને તીવ્ર વેદના થાય છે. એક તરફથી એ પશ્ચાત્તાપના, એ મનોવ્યથાના, એ હૃદયવેદનાના પવિત્ર અગ્નિથી એનો આત્મા વિશુદ્ધ થાય છે અને બીજી તરફથી શકુન્તલા પણ આતિથ્યધર્મમાંથી ચ્યુત થયાનું પ્રાયશ્ચિત્ત કરીને આશ્રમના સાત્ત્વિક વાતાવરણમાં આત્માનું સાચું ગૌરવ પ્રાપ્ત કરે છે ત્યાર પછી એ દંપતીનો જ્યારે સમાગમ થાય છે ત્યારે તારુણ્યના તનમનાટ, જુવાનીની વિલાસપ્રિયતા, ઉપરછલ્લા મોહથી ઉત્પન્ન થતી સ્થૂલ વાસનાઓની પાર જઈને શાશ્વત—એટલે કદી પણ નાશ ન પામે એવો—હૃદયની એકતાનો ઊંડો પ્રેમ એ દંપતીએ પ્રાપ્ત કર્યો છે એવું આપણને સહજ પ્રતીત થાય છે. એવા શાશ્વત પ્રેમમાં જે કલહની પરિણતિ થતી હોય તે કલહને આપણે મનુષ્યનો પરમ ઉપકારક કહીએ તો તેમાં વધારે પડતું શું છે?

કવિ નરસિંહરાવ ચંદાને મુખે કહેવડાવે છે:—

"પ્્રેમી જોડાં કલહમાં રીસાયે ક્ષણવાર
તેનાં હૃદયે રેડતી, ચંદા હું પ્રેમ—અમીની ધાર
રસીલી ધાર અમીની."

સ્નેહી જનોના મીઠડા કલહ ઉપર આવી અમીની ધાર સદા વરસતી રહો એટલું જ આ નૂતન વર્ષને દિવસે આપણે ઇચ્છીશું.

('પ્રતાપ' દીપોત્સવી અંક, સં. ૧૯૮૯, ઈ. સ. ૧૯૩૩)

## 'રસપાન' અંગે કેટલાક અભિપ્રાય

"રસપાન"ની ભેટ માટે ઘણો આભારી છું.

"Let no one enter this house who has no love of poetry" એમ સૂરતમાં કોઇના ઘર માટે કહી શકાય તો તમારા ઘર માટે. સાહિત્ય માટે ઉત્કટ પ્રેમ અને તેની ઊંડી સમજ એ તમારા સ્વભાવનું તેમ તમારી કૃતિઓનું તરી આવતું લક્ષણ છે. વક્તાની છટાદાર શૈલી, સરળતા, ઉત્સાહ અને નિખાલસતા એ સર્વ તમારી કૃતિઓનાં લક્ષણો વાચકમાં પણ સાહિત્યનો સમાન પ્રેમ ઉપજાવે છે.

આપનાં પુસ્તકો આપને વિશિષ્ટ અર્થમાં Man of Letters તરીકે સ્થાપે છે."

**પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી,**
**સુરત**

"તમારા નવીન પ્રકટન "રસપાન"ની પ્રત મને મળી છે, તે માટે હું આભારી થયો છું. તમારા અકેક મૂલ્યવાન લેખોના તમે જે સંગ્રહો હવે બહાર પાડી રહ્યા છો, તે બહુ આનંદની વાત છે. ગુજરાતના આધુનિક લેખકો સાહિત્યના કેટલાક કાળવાહી સિદ્ધાંતોથી વેગળા જતા જાય છે, તે વેળા તેમને મધ્યબિંદુ પર લાવવા તમારા લેખો ઘણું કરી શકે તેમ છે. નવીનો તરફ પણ તમે પૂરો સમભાવ રાખો છો અને તેમને કેટલીક વાતો સ્પષ્ટતાથી ને નિખાલસતાથી પૂરા સંયમ સાથે કહી દો છો, તે માટે પણ માન ઉપજે તેવું છે. વિવેચનસાહિત્યમાં તમારો ફાળો પણ ગુજરાતની સારી સેવા બજાવી રહ્યો છે."

**શ્રી. અરદેશર ફરામજી ખબરદાર**

"આપનાં પુસ્તકો હું રસપૂર્વક વાંચું છું, અને વગર સંકોચે હું કહી શકું છું કે આપના લેખોની પાછળ વિશાળ

ાચન અને ઉંડું ચિંતન રહેલું હોય છે. ગુજરાતી સાહિત્યની ્માપ ખરેખર સુંદર સેવા કરી રહ્યા છો અને હજી વધારે રશો એવી આશા રાખું છું."

**પ્રો. કમળાશંકર સું. ત્રિવેદી, સુરત.**

## વીરપૂજા' અને 'વિવેચન' વિષે કેટલાક અભિપ્રાયો.

"બન્નેમાં વિદ્વત્તાપૂર્ણ લેખો છે ને એ લેખો ઘણા મનનથી ારપૂર છે એટલે એનાથી આપણા સાહિત્યમાં ઘણો ઉપયોગી વધારો ાય છે."

**દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.**

"બંને પુસ્તકોમાં આપના વ્યક્તિત્વ અને આપની તલસ્પર્શી ્દ્વત્તાનો સાક્ષાત્કાર થાય છે. પુસ્તકો વાંચવાં શરૂ કર્યાં પછી પૂરાં ર્યાં સિવાય મૂકવાની ઇચ્છા થતી નથી."

**રાજરત્ન મણિલાલ મોહનલાલ ઝાલા, વડોદરા.**

"તમારું લખાણ મને મૂળથી જ ગમે છે. બન્ને પુસ્તકો ારાં છે–તેના બાહ્ય દેખાવમાં તેમજ વિચારશ્રેણીમાં–એટલે તેમની શંસા તો થવી જ જોઇએ તેમ થશે જ, પરંતુ 'વીરપૂજા' જો ારુણ વર્ગના હાથમાં વધારે જાય અને ઉછરતી પ્રજાનાં બન્ને ્અંગો તેને વાંચી, મનન કરી, વર્તનમાં તેના રહસ્યને ઉતારવા ત્નશીલ બને તો અનેક પ્રકારે સમાજને લાભ થાય એમ માનું છું.

"પુસ્તકો વાંચતાં રસ પડ્યો એટલું જ નહીં, આનંદ પણ ્યો; અને તમારી છુટીછવાઈ કૃતિઓનો સંગ્રહ થાય છે તે જોઈ ઈ ગર્વ પણ અનુભવ્યો. સર્વ રીતે એ પુસ્તકો તમારી બીજી તેની માફક યશસ્વી નીવડો એ જ ઉમેદ છે."

**શ્રી. નંદનાથ કેદારનાથ દીક્ષિત**
**(વડોદરા રાજ્યના માજી વિદ્યાધિકારી)**

"આપના લેખો ગંભીર વાચન અને ચિન્તનનું પરિણામ છે, અને તેથી આજના ધમાલિયા યુગમાં તે ઘણા ઉપયોગી થઈ પડે એમ છે."

**પ્રો. ગોવિન્દલાલ હ. ભટ્ટ, વડોદરા.**

" 'વીરપૂજા'માં આપની વિદ્વત્તા ને ધીર, ગંભીર ને વિશદ શૈલી વખાણવા જેવી છે. 'વિવેચન'માં આપ સુરતીની સહજ વિનોદવૃત્તિ બતાવવાનું ચૂકયા નથી; અને શૈલી પણ તે પ્રમાણે રમતિયાળ બને છે. છતાં તેમાં પણ અભ્યાસ. ગૌરવ, તુલનાત્મક સૂક્ષ્મદષ્ટિ એ બધું જણાઈ આવે છે."

**પ્રો. શંકરપ્રસાદ ગં. શાસ્ત્રી, જૂનાગઢ.**

"I am sure both books ( **वीरपूजा** and **विवेचन** ) would be of absorbing interest to me, particularly the first."

**પ્રો. ગંગાશંકર પંડયા, સુરત.**

"મોડા મોડા પણ આવા અભ્યાસપૂર્ણ લેખોને ગ્રન્થાકાર ધારણ કરતા જોઈને રાચું છું.

**શ્રી. યશવંત શુકલ, મુંબાઈ.**

"આવા લેખસંગ્રહો પ્રસિદ્ધ કરી આપ સાહિત્યને સમૃદ્ધ કરો છો."

**પ્રો. કેશવલાલ હિં. કામદાર, વડોદરા.**

## 'વીરપૂજા' વિષે કેટલાક વધુ અભિપ્રાયો

" આપનું 'વીરપૂજા' નામનું પુસ્તક...મને મળ્યું છે...એ પુસ્તકોના ચરિત્રોની પસંદગી કુદરતી થઈ છે, છતાં ઘણી સારી છે, ને વીર ચરિત્રોની વીરતા સમજાય તેવી વીર વાણીની શૈલીમાં તે લખાયાં છે. તેમાંથી લ્યૂથર ને સ્વામી દયાનન્દનાં ચરિત્રો મને વધારે ગમ્યાં છે."

**ડૉ. પ્રતાપરાય મોદી, સામળદાસ કૉલેજ, ભાવનગર.**

"લેખકની દૃષ્ટિમર્યાદા વિચારીએ તો એ મર્યાદામાં રહીને લેખકે પોતાના ચરિત્રનાયકોને ઇન્સાફ આપ્યો છે એમ કહી શકાય. ભાષા ઉચ્છૃંખલ બન્યા વિના સચોટ રહી શકી છે."

**"પ્રજાબન્ધુ"**

"Compared with other languages, Gujarati suffers from a paucity of biographical literature, and your present work, you will allow me to say, is a valuable addition to such literature."

**શ્રી. નટવરલાલ એમ. સુરતી, નાયબદિવાન, ભાવનગર.**

"સાક્ષરશ્રી મોહનલાલ પાર્વતીશંકરનો લખેલો આ ગ્રંથ તેમાંના વિદ્વત્તાભરેલા વિચારોથી એક ઉત્કૃષ્ટ પ્રકારના ગ્રંથ તરીકે ૧૯૪૧નું પ્રકાશન બની રહેશે. ચરિત્રનિરૂપણ જ નહીં પણ વીર ગાથાઓ આ પુસ્તકમાં એમણે આપી છે, અને એ વીર મહાપુરુષો તરીકે જગતના ચાર ધર્મના પ્રતિનિધિઓ તેમણે પસંદ કર્યાં છે.

"લેખકે આ ચારે મહાવ્યક્તિઓ સંબંધે તટસ્થ દૃષ્ટિથી કરેલાં જીવન-આલેખન વાચકોનાં ચિત્તને વિચાર કરતાં અને પ્રેરણાપાન કરાવતાં થઈ પડે છે." **"ગુજરાતી પંચ"**

"શ્રી મોહનલાલ દવેની સ્વતંત્ર તલસ્પર્શી વિચારપદ્ધતિ ને ભાષાની મધુરતા એમનાં ઇતર પ્રકાશનોની માફક અહીં પણ દૃષ્ટિગોચર થયા વિના રહેતાં નથી. આવી મોંઘવારીના વખતમાં સુંદર સફાઈદાર છપાઈ સાથે ગુજરાતની રસિક જનતાને આપેલું એમનું વિચારધન ગુજરાત જરૂર વધાવશે."

**શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક**

"પ્રો. દવેની ભાષા પ્રૌઢ, સંસ્કારી, સરળ ને વિષયને અનુકૂળ અનુરૂપ-વીરોચિત છે. 'વીરપૂજા' આપણા અતિઅલ્પ ચરિત્ર-સાહિત્યમાં ઉત્તમ ઉમેરણ કરે છે. આવા પ્રેરક, સુબોધક ને મધુર પ્રસન્ન ગ્રંથોની લેખક પાસેથી ગુજરાત વધુ આશા રાખે એ બિલકુલ સ્વાભાવિક છે." **"દાંડીઓ"**

# 'વિવેચન' વિષે કેટલાક વધુ અભિપ્રાયો.

"આમાં જુદા જુદા ચૌદ વિષયો પર સૂક્ષ્મ નિરીક્ષણથી અભ્યાસપૂર્ણ વિવેચના થઈ છે. ગ્રંથવિવેચનકલાનાં પ્રધાન લક્ષણ શાં હોવા જોઈએ તે વિષે આલેખાયલો વિસ્તૃત નિબન્ધ અતિ મનનીય છે. સ્મરણસંહિતા, સ્વ. ગોવર્ધનરામે અને સ્વ. કલાપીએ ગોલ્ડસ્મિથ કૃત 'The Hermit' કાવ્યનાં કરેલાં સ્વતંત્ર ભાષાન્તરનું તુલનાત્મક દૃષ્ટિએ અન્વેષણ...કવિ ખબરદારના જીવનકવનનો પ્રશસ્ય પરિચય અને શિષ્ટ સાહિત્યસર્જકોનાં કેટલાંક પ્રસિદ્ધ પુસ્તકોનું અવલોકન આ પુસ્તકમાં સંગ્રહિત થયું છે,... વિવેચનસાહિત્યનો ફાલ પ્રમાણમાં ઓછો ઉતરે છે તે સ્થિતિમાં આ પુસ્તક ગુર્જરસાહિત્યવાડીમાં ગૌરવભર્યું સ્થાન ધરાવશે એમ નિઃશંક કહી શકાય." **શ્રી. કેશવ હ. શેઠ ("ખડાયતા મિત્ર"માં)**

"લેખકે 'ગ્રંથવિવેચનનું સાહિત્ય' નામે લખેલો એક તટસ્થ, વિદ્વત્તાભર્યો અને માર્ગદર્શક નિબંધ આ સંગ્રહમાં ખાસ વાંચવા અને મનન કરવા યોગ્ય છે. એ નિબંધ ઉપરાંત આ ગ્રંથમાં સ્વ. સાક્ષરશ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી, દી. બા. રણછોડભાઈ ઉદયરામ, કવિશ્રી ખબરદાર, કલાપી વગેરેનાં જીવન અને તેઓના સાહિત્યની કસોટીઓ ઉપરાંત કેટલાંક અગત્યનાં પુસ્તકો ઉપર અવલોકનાત્મક વિવેચન કર્યાં છે, જેમાં રંગતરંગ, સ્મરણસંહિતા, ઝરણાં ટાઢાં અને ઉન્હાં અને બીજાં કેટલાક પુસ્તકો છે.

"એ વિવેચનમાં રાગદ્વેષ કે પક્ષભેદ જેવું કશુંજ નથી અને વિવેચનની જે કસોટી લેખકે પોતે કરી છે તે મુજબજ તે વિવેચન વિદ્વત્તાભર્યાં કરવામાં આવ્યાં છે. આવા વિદ્વાન લેખકોનાં આવાં પુસ્તકોનો સંગ્રહ આપણા સાહિત્યમાં વધુ ને વધુ થતો રહે, તો આ દિશામાં જણાતી ઊણપ દૂર થાય."

**"ગુજરાતી પંચ."**

"લેખકના બીજા ત્રણ વિવેચનગ્રંથો પછી આ ચોથો સંગ્રહ પ્રગટ થાય છે. આ સંગ્રહમાં પુસ્તકો ઉપરનાં વિવેચનો અને કેટલાક લેખક અને તેમની કૃતિઓનાં અવલોકન અને ભાષણો છપાયાં છે.

"લેખકની શૈલી અને ભાષા માટે તો બે મત છે જ નહિ. પણ તેમણે 'ગ્રંથવિવેચનનું સાહિત્ય'વાળો આખો નિબંધ મૂકયો છે તે તો દરેકે ખાસ વાંચવા જેવો છે. તેમાં લેખકની વિદ્વત્તા દેખાઈ આવે છે." "સ્ત્રીજીવન"

"કર્તાની ઉંડા અભ્યાસકની દૃષ્ટિ, સૌન્દર્યશોધકવૃત્તિ અને ગુણદર્શી સ્વભાવને પરિણામે એમની સ્વસ્થ કલમમાંથી નીતરેલાં, પ્રવાહી ધોધની કંઈક ભભકભરી છતાં દુર્બોધતાના અંશમાંથી સંપૂર્ણપણે મુક્ત, અને વક્તૃત્વનિપુણની છટાભરી શૈલીથી નિરૂપાયેલાં લખાણોને લઈ આ પુસ્તક વિવેચનસાહિત્યને પુષ્ટ કરવામાં ગણનાપાત્ર ફાળો જરૂર આપશે."

**શ્રી. કૃષ્ણવીર દીક્ષિત ("ગુજરાતમિત્ર તથા ગુજરાતદર્પણ"માં)**

"'સ્વરાજ અને સંસ્કૃતિ'ના અવલોકનમાં સંસ્કૃતિનાં શુદ્ધ તત્ત્વોની છણાવટ કરતાં 'સનાતન'ના નામે ઊભી કરવામાં આવતી વિભ્રાંતિ સામે એક સાચા બુદ્ધિવાદી તરીકે લેખક ઝળકી ઊઠે છે, અને એટલા જ એક વિદ્વાન તરીકે 'જાપાનની કેળવણીની પદ્ધતિ'નું અવલોકન કરતાં ઝળકી ઊઠે છે. એક અનૂદિત કૃતિનું અવલોકન કરતાં પણ વિષયને અનુષંગી જ્ઞાનનું કેટલું પીઠબળ વિવેચકે ધરાવવું જોઇએ એ એમનું એ લખાણ દર્શાવી રહે છે. 'રંગતરંગના સ્રષ્ટા' એ શ્રી જ્યોતીન્દ્ર દવેના હાસ્યસાહિત્ય ઉપરનો એમનો વિવેચનલેખ છે. સૌથી છેલ્લો એનો ઉલ્લેખ કરવાનું કારણ એ કે ખુદ જ્યોતીન્દ્ર જેટલી જ માતબર હોવા છતાં લેખકે આજ સુધી નિર્બન્ધ ન કરેલી સૂક્ષ્મ મર્મશક્તિનો પુષ્ટ

પ્રવાહ તેમાં વહી રહ્યો છે." "પ્રજાબંધુ"

"આ લેખો માત્ર સામાજિક વાંચન પૂરું પાડનારા નથી, પરંતુ જ્યાં સુધી લેખના વિષયો ચિરંજીવ રહેશે ત્યાં સુધી એમના લેખો પણ પૂર્તિ રૂપે ચિરંજીવ રહેશે" "સાંજવર્તમાન"

"વિદ્વાન વિવેચકને હાથે આલેખાયેલો આ 'વિવેચન' ગ્રંથ એ ગુર્જર સાહિત્યમાં સુંદર ઉમેરો છે. "નવગુજરાત"

## 'સાહિત્યકળા' વિષે કેટલાક અભિપ્રાયો

"એકંદરે આવું ઉપયોગી પુસ્તક આપણા રંક નિબંધસાહિત્યમાં તો ઘણી રીતે જરૂરનું હતું." **શ્રી. ધૂમકેતુ ("બુદ્ધિપ્રકાશ"માં)**

"આ પ્રકારના આપણા અલ્પધન વાઙ્મયમાં 'સાહિત્યકળા' ઉમેરાતું જોઈ, તેને હૃદયપૂર્વક સત્કારવી એ આપણું સૌનું મીઠું કર્તવ્ય બને છે." **શ્રી. વિજયરાય ક. વૈદ્ય ("માનસી"માં)**

"સાહિત્ય સાથેનો તેમનો ગાઢ સંપર્ક જ આ પ્રકારનું વિદ્વત્તાયુક્ત લખાણ અપાવે છે એ નિઃસંશય. એમના જ્ઞાનનો વિશેષ લાભ ગુજરાતને મળવો જોઇએ." "ગુજરાતી"

"આટલાં વર્ષ પછી પણ આપણને નિત્ય નવીન અને વાંચવા ગમે એવા આ લેખો લાગે છે." "પ્રતાપ"

"લેખકમાં રહેલો સ્વાભાવિક હાસ્યરસ પણ એમાં જોવાનો મળે છે. શિષ્ટ, મર્યાદિત અને સ્વચ્છ ભાષા લેખકને વરેલી છે." "લોકવાણી"

"લેખકે સાહિત્યના ભિન્ન ભિન્ન પ્રદેશોની મુસાફરી કરી તેમનું સુંદર શૈલીમાં અને સૂક્ષ્મ રીતે વર્ણન કર્યું છે. "દાંડીઓ"

"છેલ્લા બે દસકામાં ગુજરાતી સાહિત્ય ઘણું આગળ વધી ગયું છે. છતાં લેખકની વક્તાઓ, વિવેચકો, કવિઓ અને નવલકથાકારો પરત્વેની ટીકાઓ કેટલેક અંશે આજે પણ યથાર્થ સ્વરૂપે ઊભી રહે તેવી છે." "ફુલછાબ"

"આપણે ત્યાં આવા નિબંધસંગ્રહો ઘણા ઓછા છે તેમાં

આ પુસ્તક એક સુંદર ઉમેરારૂપ છે. કિંમત પણ ઘણી સસ્તી છે."

"સ્ત્રીબોધ"

## 'કાવ્યકળા' વિષે કેટલાક અભિપ્રાયો

"તલસ્પર્શી અભ્યાસ અને મનન કેવા પ્રકારનાં હોય છે તેના જ્વલન્ત દૃષ્ટાન્તરૂપ આ બન્ને પુસ્તકો લેખાશે."

**પ્રો. રતિલાલ જગન્નાથ જાની, શામળદાસ કૉલેજ, ભાવનગર.**

"His two volumes (on "Sāhitya-kalā" and "Kāvya-kalā"), constitute the last word in constructive literary criticism in Gujarati."

**"Princely India"**

"જે જમાનામાં સાહિત્ય તથા કલાનો વિશુદ્ધ આનન્દ તેવા આનન્દ તરીકે જ વિવેચક લઈ-લેવરાવી શકતો, તે એમ પ્રામાણિકતાથી કરી શકે તેટલા સ્વતન્ત્ર રહેવું તેને માટે સહજ હતું, તે જમાનાના એક આજન્મ સાહિત્યાનુરાગીનું પોતાના પ્રિય વિષયનું સદૃષ્ટાન્ત, રસાળશૈલીમન્ત સિદ્ધાન્તનિરૂપણ આ નિબંધોમાં છે. ગ્રન્થગત વિષયોની ખરી સમજ સરળતાપૂર્વક અહીં અપાઈ છે તેવી, શિષ્ટ સામાન્ય વાચકો માટે, બીજા કોઈ પણ ગુજરાતી ગ્રન્થમાં નથી."

**"માનસી"**

**"आपके इस परिश्रमके लिये सिर्फ गुर्जर जनताही नहीं प्रत्युत साक्षर समग्र जनता ऋणी है।"**

**स्वामी रामस्वरूप शास्त्री**

**श्री गुरुमंडलाश्रम,**

**हरिद्वार**

"નાજુક પ્રકૃતિમાં રહેલી, લેખકની નાજુક રસવૃત્તિના પ્રતીકરૂપ આ અભ્યાસપૂર્ણ લેખસંગ્રહને આવકાર આપતાં આનન્દ

થાય છે. કારણ કે સાહિત્યના એક ઉત્તમાંગ કાવ્યવિષયની મીમાંસા એમના જેવા અનુભવી અને વિશાળ વાચનવાળા રૂઢ લેખકને હાથે થવી અપેક્ષિત હતી, જે યોગ્ય સમયે અને ઝાઝી રાહ ન જોવડાવતાં ઉપર્યુક્ત નામે આપણને મળે છે."

**શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક**

"નવરાશની પળોનો ઉપયોગ કરવા પૂરતો સાહિત્યધર્મ એમણે સ્વીકાર્યો નથી; એમના રુધિરમાં સાહિત્યરસ કાવ્યરસ–કલારસ સ્વાભાવિક બનીને ભળી ગયો છે. વૃદ્ધાવસ્થામાં પણ એમનો રસપ્રવાહ સૂકાયો નથી."

**શ્રી. ચંપકલાલ ડાહ્યાભાઈ વ્યાસ ("પ્રતાપ"માં)**

"Surely the book will be a landmark and guidepost to other workers in the field."

**શ્રી એસ. એમ. વાડિયા, વડોદરા કોલેજ.**

"લેખકનું નામ ગુજરાતી સાહિત્યમાં વિદ્વાન વિવેચક તરીકે સુપ્રસિદ્ધ છે. તેઓ વિદ્વાન હોવા ઉપરાંત તેમનામાં ભારોભાર રસિકતા અને સુજનતા ભરેલી છે તે તેમની કૃતિઓમાં સ્પષ્ટ દેખાય છે." **"ગુજરાતી"**

"દરેકે દરેક નિબંધ અતિ રસપ્રદ ને વિચારવા જેવો છે. પ્રો. દવેની લેખિની વિષે વધારે કહેવું તે "લુહારવાડે સોય વેચવા જવું"ના જેવું છે." **કુ. યશસ્વિની મહેતા ("દાંડીઓ"માં)**

"આ પુસ્તકમાં માત્ર કાવ્યશાસ્ત્રનું પૃથક્કરણ નથી, પણ એમાં લેખકના કવિહૃદયની મીઠી ગંગાનો સ્રાવ છે. આખુંયે પુસ્તક ગદ્યમાં લખેલું છે, પણ એના વહેણનો ધ્વનિ જાણે કાવ્યતરંગના ધ્વનિની માફક કર્ણપટ પર અથડાય છે." **"મુંબઈ સમાચાર"**

"પ્રોફેસર સાહેબે આ ગ્રન્થ બહાર પાડી સાહિત્યની ઉત્તમ સેવા બજાવી છે." **"દેશબંધુ"**



## પ્રો. વ્યોમેશચન્દ્ર પાઠકજીનાં

પુસ્તકો

| | |
|---|---|
| જીવતી જુલિયેટ | ૧—૦—૦ |
| વહેમી | ૦—૮—૦ |
| સંવાદો | ૧—૦—૦ |
| પરાગ | ૧—૦—૦ |

છપાતું પુસ્તકઃ

**સમાજનાં મૂળ**

## જયમનગૌરી પાઠકજીનું

પુસ્તક

| | |
|---|---|
| તેજછાયા (કાવ્યો) | ૧—૪—૦ |

